પ્રેમભક્તિ—ગ્રંથમાળા

# દ્વારિકાપ્રલય



ન્હાનાલાલ દલપતરામ કવિ.



## હવે પછી છપાશે

| | |
|---|---|
| શ્રી હર્ષદેવ | અજીતા |
| સાગરમન્થન | ધર્મમન્થન, ભાગ ૧ લો |
| મહાકાવ્ય અભિનન્દનોત્સવ | ધર્મમન્થન ભાગ ૨ જો |
| રાસ, ભાગ ૪ થો | ગીતમંજરી, ભાગ ૨ જો |
| મહેરામણનાં મોતી, બીજી સેર | કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો |
| વિચારણા, ભાગ ૧ લો | નવાં ઉપનિષદો |
| વિચારણા, ભાગ ૨ જો | હરિસંહિતાના મંડળો |
| ચન્દ્ર અને ચન્દ્રિકા | અમરવેલ |

| | |
|---|---|
| ૨૩, સંસારમન્થન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૪, વિશ્વગીતા (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, ઇન્દુકુમાર, અંક ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૭, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૮, જહાંગીર–નૂરજહાંન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૯, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૧, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૨, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૩, શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૪, પાંખડીઓ | ૯૩૦ |
| ૩૫, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો | ૯૩૦ |
| ૩૬, સંબોધન | ૧૯૩૦ |
| ૩૭, દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ |
| ૩૮, શિક્ષાપત્રી, સમશ્લોકી | ૧૯૩૧ |
| ૩૯, બાળકાવ્યો | ૧૯૩૧ |
| ૪૦, ઉપનિષત્પંચક | ૧૯૩૧ |
| ૪૧, સંઘમિત્રા | ૧૯૩૧ |
| ૪૨, પ્રસ્તાવમાળા | ૧૯૩૨ |
| ૪૩, ઇન્દુકુમાર, અંક ૩ જો | ૧૯૩૨ |
| ૪૪, કવીશ્વર દલપતરામ, ભાગ ૧ લો | ૧૯૩૩ |
| ૪૫, ઓજ અને અગર | ૧૯૩૩ |
| ૪૬, જગત્કાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્ર | ૧૯૩૩ |
| ૪૭, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૧ લો | ૧૯૩૪ |
| ૪૮, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, પૂર્વાર્ધ | ૧૯૩૪ |

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો. ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, રાજસ્ત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩, વસન્તોત્સવ (ચોથી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, ઇન્દુકુમાર, અંક ૧ લો (૫ મી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭ મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, ભગવદ્‌ગીતા, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, જયા–જયન્ત (૫ મી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ–ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમંથન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૭, અમર પન્થનો યાત્રાળુ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૮, શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો | ૧૯૨૬ |
| ૨૦, કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, ઉદ્‌બોધન, (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, અર્ધશતાબ્દીના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# દ્વારિકાપ્રલય

ન્હાનાલાલ દલપતરામ કવિ

ઇ. સ. ૧૯૪૪ વિ. સં. ૨૦૦૦

કાચું પૂંઠું: કીંમત અઢી રૂપીઆ
પાકું પૂંઠું: કીંમત ત્રણ રૂપીઆ

પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ બ્રીજ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી ૧૯૪૪ પ્રત ૧૦૦૦

૨૪૭૦૦

૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક અને મુદ્રણસ્થાન
જાદવજી પીતાંબર ઠક્કર, ઉષા પ્રીન્ટરી, દેવકરણ મેન્શન,
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, નં. ૨.

હો ! માહરે સાગરિયો શિરમોર;
હો ! વાંસળી વાય, શંખ પૂરે ઘનઘોર :
હો ! માહરે સાગરિયો શિરમોર.

સાગરલ્હેર સમો લ્હેરે લ્હેરખડો,
સાગર સમ ગંભીર;
રત્નાકર સમો રત્નો ઉછાળતો,
રસિયો અને રણધીર:
હો ! માહરે સાગરિયો શિરમોર.

વૈભવ માણે ત્હોય જગનો જોગન્દર,
ઋષિવરનો ભક્ત ને અધીશ;
રાજા નહિ એ, દ્વારિકાનો ધુરન્ધર,
સાગરતીરનો પૃથ્વીશ :
હો ! માહરે સાગરિયો શિરમોર.

આનન્દજ્યોત એનાં મુખડું ને આંખડી,
આનન્દ અંગનો પમરાટ;
પીયૂષપગલી એહ પાડે પરાગવતી,
પીયૂષપાણી એ વિરાટ:
હો ! માહરે સાગરિયો શિરમોર.

હો ! માહરે સાગરિયો શિરમોર;
હો ! વાંસળી વાય, શંખ પૂરે ઘનઘોર:
હે ! માહરે સાગરિયો શિરમોર.

## પ્રસ્તાવના

વૃન્દાવનના કે કુરુક્ષેત્રના શ્રી કૃષ્ણચન્દ્રથી નિરાળું
આમાં છે શ્રી કૃષ્ણદેવનું ત્રીજું સ્વરૂપ.

૨, ૧૯૧૭ નો હુનાળો અમે ચોરવાડમાં ગાળ્યો હતો; ચોરવાડને સંજીવની છાંટનાર સાધુપુરુષ પઢિયારજીને ત્હાં. પ્રભાસક્ષેત્ર ત્હાંથી એક સ્ટેશનવા છેટે છે. પ્રભાસનો, વેરાવળનો, ચોરવાડનો, સુદામાપુરીનો, દ્વારિકાનો સાગર તો એનો એ જ—ભારતના પશ્ચિમસીમાન્તનો. અમે પ્રભાસ ગયાં; અને ત્હાં વેરાયેલી પડેલી કૃષ્ણજીવનની ઇતિહાસપગલીઓ દીઠી. કાળસાગરની દીવાદાંડી સમા સાગરસ્વામી સોમનાથનાં ખંડેર; જાદવાસ્થળીના ભણકારા ભણતો ત્હાંનો સાગરકિનારો; માછીમાર જરાએ બાણ માર્યું હતું એ એરકાતટના જળવાસી મહાદેવ; જેની પાળે એ બાણે કૃષ્ણદેવની ત્રિચક્રાવલિ વીંધી હતી એ ભાલુકા સરોવર; દેહોત્સર્ગનો એ ઘાટ, હિરણની એ હરિયાળી, ત્રિવેણીનાં એ સાગરઠલવાતાં નીર; આજે યે સચેતન જેવા એમના ચેતનબોલ સાંભળ્યા. કૃષ્ણજીવનના અન્તિમ સર્ગની અમૃતાક્ષરી પૃથ્વીનાં પાનાંઓ ઉપર વિધાત્રીની વિશ્વલિપિમાં ત્હાં લખેલી છે તે વાંચી. તાપને સાગર શીતળ કરતો હતો.

૩, તે પછી ચૌદેક વર્ષે અમારી સદ્‌ગત પુત્રીનો શોક તીર્થમાં ઉતારવાને કૃષ્ણજન્માષ્ટમી ઉપર અમે સિદ્ધપુર ગયાં હતાં. શ્રી રમણલાલ-વસન્તલાલ દેસાઈ ત્હારે સિદ્ધપુરમાં વહીવટદાર હતા અને એમણે અમારી મનોરમ સ્વાગતવ્યવસ્થા કીધી હતી. ઘણે વર્ષે વળી મ્હેં સિદ્ધપુર જોયું. સરસ્વતીનાં આછાં નીરનો વેગવન્તો પ્રવાહ; બિન્દુ જેવડા બિન્દુ સરોવરની ભારતમહત્તા; ઇતિહાસના

અવશેષ સમાં ઉભેલાં રૂદ્રમહાલયનાં કલામૂર્તિ તોરણો: ફરી વાર નિરખ્યાં. શીળસાતમ સિદ્ધપુરમાં કીધી હતી. કૃષ્ણજન્માષ્ટમીએ સિદ્ધપુરથી ત્રણેક ગાઉ વટેશ્વરની યાત્રાએ ગયાં, એ તીર્થમાં સરસ્વતીસ્નાન કીધું, અને ગુર્જરેશ્વરોના સંન્યસ્તસોહામણા એ તટનાં તેજને કાંઇક કહેતાં સાંભળ્યાં. ત્હાંજે સિદ્ધપુરની તીર્થજનતા સમક્ષ કૃષ્ણજીવનનું જાહેર પ્રવચન કર્યું. એ ભગવદ્વ્યાખ્યાનના ઉપોદ્ઘાતમાં—લંડનને ઓક્ષફર્ડ છે એવી—સિદ્ધપુરને અણહિલ્લપુર પાટણની શારદાપીઠ કહ્યું હતું; અન્તમાં યદુસંહાર દેહોત્સર્ગ દ્વારિકાપ્રલય કૃષ્ણનિર્ધારના પ્રભાસદ્વારિકાના ભવભીષણ કથાપ્રસંગો મિતાક્ષરાએ વર્ણવ્યા હતા. રાત્રે શ્રી. રમણલાલે કહ્યું: 'ન્હાનાભાઇ! આજનું વ્યાખ્યાન કરુણાનીતરતું ને રૂદ્રરસઝરતું હતું. વ્રજલીલા ને કુરુક્ષેત્રઘોષણા—એ બન્નેયથી નિરાળું આ તો છે અલ્પજાણીતું કૃષ્ણસ્વરૂપ. લખો ને છપાવો નહિ એ?' કૃષ્ણજીવનના આદિકાંડમાંનો ઉદ્ધવસન્દેશ ૧૯૦૧ માં અમદાવાદની પ્રાર્થના સમાજને સંભળાવ્યો હતો; મધ્યકાંડમાંથી કુરુક્ષેત્રનું મહાકાવ્ય ત્હારે લખાતું હતું; અન્તિમકાંડની અમૃતાક્ષરી પ્રભાસક્ષેત્રમાં સ્વચક્ષુશ: વાંચી હતી. મસ્તકધૂંધવાતા એ છેલ્લા મહાપ્રસંગો સિદ્ધપુરમાં પાછા સતેજ થયા. સ્વજનઅવસાનની શોકવાદળી, ગુર્જરેશ્વરોના રાજસંન્યાસના ગાજતા ઇતિહાસમન્ત્રો, સિદ્ધપુર તીર્થમાંની ragio—કરુણાન્તક ભવ્યતાના—પ્રભાસ સમા—કાળભણકાર, દેવસ્થળીના સરસ્વતીતટના અગમ્ય દેવબોલ: એ સૌમાંથી પ્રગટેલું એ તીર્થવ્યાખ્યાન તે આ કાવ્યના આદ્યાક્ષરો. એ વ્યાખ્યાન તો ત્હારે કે પછી નથી લખાયું; પણ આટલે વર્ષે હરિવરે આ કાવ્ય લખાવ્યું છે.

૪, ૧૯૩૫ના ડિસેમ્બરમાં હૃદયનિર્બળતાના રોગે શરીરમાં ઘર કીધા પછી હવાફેરને ને દવાફેરને માટે ત્રણ વાર અમે ચિ. અનુભાઇને ત્હાં મુંબઇ જઇ આવ્યાં; '૩૭ના ઓગસ્ટમાં ત્રણ માસ; '૩૮ના ડિસેમ્બરમાં છ માસ; ને '૪૦ના સપ્ટેમ્બરમાં આઠેક માસ. પ્રથમ વારકા

ચોપાટીપૂલ પાસે રહ્યાં હતાં; બીજી બે વાર જુહૂના સાગરકાંડે રહ્યાં હતાં. દાક્તરો, સન્મિત્રો, કુટુંબીજનોની, અને મુખ્યત્વે અનુભાઇની ને મણિબાની સારવારથી ત્રણેય વેળા માંદો ગયો ને સાજો થઇને આવ્યો છું. સૌએ નિજનિજના ધર્મ પાળ્યા છે; પણ ધર્મ પાળે તે ધર્મિષ્ઠ. ત્રણેય વાર આવતી વેળાએ મ્હારી સાહિત્યોપાસનાની ઝોળી ભરીને હું લાવ્યો છું. '૩૭ માં લઇ આવ્યો હતો મુંબઇમાંના મણિમહોત્સવની વ્યાખ્યાનમાળા. '૩૯ માં જલધિતીરે મહેરામણનાં મોતી વીણ્યાં, દલપત-ચરિત્રની પૂર્ણાહૂતિ ઉજવી, કુરુક્ષેત્ર મહાકાવ્યના ત્રણ કાંડોની ઘોષણા સાગરઘોષણામાંથી નિતારી. બારતેર વર્ષે–'૩૯ ના એપ્રિલમેમાં–મહા-કાવ્યનો જેમ જેમ છેડો દેખાતો ગયો તેમ તેમ મનમાં પ્રશ્ન ઘોળાવા માંડયો કે 'પછી શું ?'–'હવે પછી શું ?' જુહૂના મહાસાગરે ગંભીર ભાવે જાણે ઉત્તર આપ્યો કે 'આ પછી દ્વારિકાપ્રલય.' શ્રીમદ્ ભાગવત મંગાવ્યું ને વાંચ્યું–વિચાર્યું. દાયકા–બે દાયકા પૂર્વેનાં સિદ્ધપુર–પ્રભાસનાં તીર્થસ્મરણો જાગ્યાં અને તેજસ્વી થયાં.

૫, આ વખતે અમે જુહૂકાંડે આવ્યાં સં. ૧૯૯૬ ની ભાદરવી પૂર્ણિમાએ. પછી પખવાડિયા–બે પખવાડિયાંકને આંતરે આંતરે પાછોતરા વરસાદની ત્રણ ભારે વાદળઝડીઓ પડી ગઇ. પ્રથમના બેએક માસમાં મન્દવાડ ઓર વધ્યો; પચ્ચીશેક શેર હાડમાંસ ગળી ગયાં; દિવાળી ને બેસતું વર્ષ સૌની ભારે ચિન્તામાં વીત્યાં. આરોગ્ય શોધવા જતાં અનારોગ્ય સાંપડયું. એ અનારોગ્યની તિથિઓમાં કાલિદાસજયન્તિ ઉજવાઇ ને મહાકાવ્યના અભિનન્દનોત્સવો ઉજવાયા. એમ કરતાં કરતાં શિયાળો તરી ઉતર્યાં ને વસન્ત બેઠી. વિશ્વમાં હૈયામાં ને દેહમાં વસન્તની ઉષ્મા આવી. શરીર-સ્વાસ્થ્યે સુધરતું ચાલ્યું; અને વસન્તપંચમીથી કવિતાના પણ ફૂવારા ફૂટયા. એ કાવ્યપ્રેરણાનાં પાણી ઝીલ્યાંસંભર્યાં એમાંનું એક સરોવર તે આ દ્વારિકાપ્રલય.

૬, દ્વારિકાપ્રલયની કથા શ્રીમદ્ ભાગવતના એકાદશમા સ્કન્ધમાંના પહેલા અને ત્રીસમા અધ્યાયોમાં છે. આમાંના કથાભાગનું બીજ ત્હાંથી વીણેલું છે. આ વેળા જુહુકાંઠે ગ્રન્થો વાંચ્યા ત્હેમાં **Light of Asia** નું કાવ્ય લાગતું તેથી ન્હાનું લાગ્યું; ભાગવત અને મહાભારત લાગતાં તેથી મહામ્હોટાં લાગ્યાં. રત્નાકર સાગર સમાં ભારત ને ભાગવત કાવ્યરત્નાકરો છે.

૭, ભાઇ શ્રી વિશ્વનાથ ભટ્ટ તથા ભાઇ શ્રી ધૂમકેતુ કહે છે કે જેવું શીલ, ત્હેવું સાહિત્ય; મ્હારો તો ગુર્જર મહાપ્રજાનો દેશગાજન્તો પ્રાચીન બોલ છે કે 'કૂવામાં હોય, તે હવાડામાં આવે.' નિત્યનિત્યે સાગરદર્શન કરતાં અને અવિરતપણે સાગરશબ્દ સાંભળતાં સાંભળતાં સાગરકાંઠે સાગરપ્રેરણા ઝીલાય ને સાગરસ્વપ્નાં સેવાય એ સહજ ને સ્વાભાવિક છે. સાગર તો સાગરનાં જ રત્નો આપે ને? ઝીલે ત્હેમને–સૌસૌના સ્વભાવત:—જુહુનો સાગરકાંઠો અઢળક આપે છે.

૮, માનવીજીવન એટલે પ્રારબ્ધ ને પુરુષાર્થનું સનાતન કુરુક્ષેત્ર. ત્હેમાં યે મધ્ય આયુષ્યતિથિઓમાં પ્રારબ્ધને–નિર્માણને–સંજોગયોગોને પુરુષાર્થ વેળા વેળાએ જીતે છે. પણ આયુષ્યગંગાનાં મૂળે અને અન્તે–માનવીના જન્મઅવસરે ને મૃત્યુઅવસરે તો નિર્માણ જ ચક્રવર્તી ઉભે છે. કોટી-કોટીમાં કોક જ ભીષ્મ હોય તે મહંકાળને કહે કે આજ નહિ. ઉત્તરાયન થયે આવજો. અન્યથા સકળ જગત્પ્રવાહ કાળપ્રવાહમાં જ વહી રહ્યો છે. જન્મમૃત્યુઅવસરે પુરુષાર્થ પાંગળો છે. ઋષિશાપ તો નિમિત્ત છે; યદુસંહાર દેહોત્સર્ગ દ્વારિકાપ્રલયનાં કારણોનું મહાકારણ તો છે શ્રી કૃષ્ણદેવનો ઘોર–ઘોર નિર્ધાર કે છપ્પન કોટી જાદવો છે ત્હાં સુધી ભૂમિભાર પૂરો ઉતારાયો નથી, અવતારહેતુ સમગ્ર સિધ્ધ થયો નથી. પોતે જ પાળ્યા, પોષ્યા, પ્રફુલ્લાવ્યા, ત્હેમના મહાસંહારનો પોતાનો જ એ ઘોર નિર્ધાર, ઇતિહાસજગતમાં કે કાવ્યજગતમાં, બીજો જડવો દુર્લભ

છે. 'સ્રષ્ટા એ જ સંહારસ્રષ્ટા' એ તો એક બ્રહ્માંડનો સરજનહારો ને સંકેલનહારો બ્રહ્માંડનાથ. શ્રીમદ્ ભાગવત ભાખે છે કે

भूभारराजपृतनायदुभिर्निरस्य
गुप्तै: स्वबाहुभिरचिंत यदप्रमेय :
मन्येऽवनेर्नुगतोऽप्यगतं हि भारं
यद्यादवं कुलमहोह्यविषह्यमास्ते.

नैवान्यतः परिभवोऽस्य भवेत् कथंचित्
मत्संश्रयस्य विभवोन्नहनस्य नित्यं;
अंत:कलिं यदुकुलस्य विधाय वेणु-
स्तंबस्य वह्निमिव शांतिमुपैमि धाम.

एवं व्यवसितो, राजन् ! सत्यसंकल्पईश्वर :
शापव्याजेन विप्राणां सजह्रे स्वकुलं विभु :

ભાગવત, સ્કં. ૧૧, અ. ૧, શ્લો. ૩, ૪, ૫.

એ શ્લોકત્રયીમાં છે કૃષ્ણદેવની રુદ્રરસઝરતી ઇતિહાસમહત્તા, અવધૂત સમી સ્વધર્મપાલનની અઘોરતા, મહાનુભાવની 'સત્યસંકલ્પતા.' કૃષ્ણજીવનના અન્તિમ સર્ગનો એ છે વિશ્વગાજન્તો મન્ત્રોચ્ચાર.

૯, નિજ ષોડશગ્રન્થોમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજી આદેશ ઉચ્ચારી ગયા છે કે

कृष्णसेवां सदा कुर्यात्, मानसी सा परा मता.

શ્રીમદ્ વલ્લભાચાર્યના એ મહાવાક્યમાં મ્હારી વતી શ્લોકાર્ધ ઉમેરીને વિરમું છું કે

काव्यरसै रसेशस्य सेवां मन्ये परात्पराम्.

શંકરજયન્તિ, સં. ૧૯૯૭ ન્હાનાલાલ દલપતરામ કવિ

# દ્વારિકાપ્રલય

## ખંડ પહેલો, નિર્માણ

### અનુક્રમણિકા

૧ હરિ ! ત્હારે ફીકી–કીકીને હિન્ડોળ.

આભ ફાટ્યો
ને મંહીથી થયો ઉલ્કાપાતઃ
૪ જાણે કાળના ઝર્યાં અગ્નિઓ.
એ અગ્નિતણુખા હતા
દેવદેવીઓનાં નયનકિરણો;
ને વિરહાનળના તણુખા સમા
વિદાય દેતા હતા એક દેવવિમાનને.
દિશાઓ દીપાવતું, આકાશ અજવાળતું,
૧૦ વિમાનમાંથી વહતું હતું ગીત.

હરિ ! ત્હારે કીકી–કીકીને હિન્ડોળ
મન્દાકિનીનાં મહાજળ ઉછળે
—વિશ્વછલકતી છોળઃ
૧૪ હરિ ! ત્હારે કીકી–કીકીને હિન્ડોળ.

બીજની ચન્દ્રલેખા જેવડું
હતું એ દેવવિમાનઃ
જાણે અમાવાસ્યા આથમી
અને અમૃતની પ્રગટી પાંખડી.
પદ્મમાંથી પરાગ પ્રસ્ફુરે એવી
૨૦ મંહીથી પ્રસ્ફુરતી'તી ગીતમાધુરી.
કાન માંડીને બ્રહ્માંડ સાંભળતું''તું
૨૨ દેવર્ષિનું એ બ્રહ્મગીત.

કાળનાં જળથી બ્રાહ્માંડસાગર
ભરિયો લોલવિલોલ;

નર ને નારાયણ નીર ઉછાળે,
ઝીલે ભૂગોળખગોળ :
હરિ ! ત્હારે કીકી-કીકીને હિન્ડોળ.

પાછળ દેવાયાં આભનાં દ્વાર
ને પડ્યા અગમ્યના પડદાઓ.
અગમનિગમનાં ગીત ગાતું વિમાન
ઉતરતું'તું અમૃતલોકમાંથી મૃત્યુલોકમાં.
બ્રહ્માંડની સૂરાવલિ ઝીણુંઝીણેરું ગાજે
એવો ગાજતો'તો તંબૂર :
મીઠડો, મનોહારી, અર્થગંભીર.
દેવર્ષિ ડોલાવતા'તા દિશાઓને.
સ્વર્ગગંગા થંભી ઘડીક ગર્જતી.

સૂર્ય ને શશિયર આરતી કરતા
બોલે ગહનતાના બોલ;
અસ્તોદયની આ વિશ્વલીલામાં
હરિવર એક અડોલ:
હરિ ! ત્હારે કીકી–કીકીને હિન્ડોળ.

દેવોના નિર્માણ સમું
ખરતું હતું દેવવિમાન:
જાણે ખરતો તારો ખર્યો.
મંહી હતા દેવર્ષિ નારદ.
ચન્દ્રમંડળ સમા વદનમંડળેથી
નિર્ઝરતી'તી ગીતચન્દ્રિકા.
મુગટની કલગી સમું એકશિખ
માથે વિરાજતું'તું જટામંડળ:

જાણે બ્રહ્મરન્ધ્રની બ્રહ્મજ્યોત.
દેવદેવાંગનાઓનો સન્દેશો લેઈને
દેવર્ષિ જતા'તા પૃથ્વીયાત્રાએ.
અન્તરિક્ષનાં થર હતાં
અબરખનાં થર સરિખડાં—અપરંપાર :
જાણે પરબ્રહ્મનાં પગથિયાં.
આશાના પટ સમો હતો આકાશપાટ.
માનવીના માનસદેશ સમો,
સન્તોના સમાધિપ્રાન્ત સરિખડો,
ચેતનની ચિનગારીઓ વેરેલો,
સૂક્ષ્માત્ સૂક્ષ્મતરં હતો આકાશલોક.
એ હતો દેવોનો ભાવ્યદેશ.
ત્ય્હાં પથરાતા'તા દેવોના દેવભાવ.
એ ભાવદ્રવ્યનું ભાતું ભરીને
દેવર્ષિ ઉતર્યા તેજલોકમાં.
ત્ય્હાં ઝબકતી'તી વીજળીઓ
ને તપતા'તા ભાસ્કરો.
ચન્દ્રમાઓ ઝરતા'તા ચન્દ્રિકાનાં ઝરણાં.
એ હતો દેવોનો નયનદેશ;
ને ગુંથાયેલાં કિરણપલ્લવવન્ની ત્ય્હાં
વિસ્તરતી'તી ગાઢ તેજઅટવીઓ.
પૃથ્વીના પગથાર હતા
હજી અન્ધારપછેડો ઓઢેલા.
કિરણજૂથ સમું દેવવિમાન
તરી ઉતર્યું એ તેજજલધિને
ને આવ્યું વાયુલોકને આરે.

ભવની ભમરીઓ સમા
ઘૂમરીએ ઘૂમતા'તા ત્ય્હાં વંટોળ.
વિરાટની પાંખો સમા
ઝંઝાનિલો ઝૂમતા ને ઝઝૂમતા.
મેદિની ફૂદડી ફરતી હોય
એવી ઉડતી'તી પાલવકોરઃ
જાણે કામનાના વાયા મહાવેગ વાયુ.
ત્ય્હાં પથરાતી પડેલી હતી
વિશ્વવિરાટની પલવટકરચલીઓઃ
જાણે ગિરિગહ્વરોની પરંપરા.
દૂરથી દીઠી દેવર્ષિએ
સરોવરપાળે કો દેવદેહેરી;
કેશકલાપ નીચે લલાટટીલડી સમી
ને સુવર્ણતેજમાં ન્હાતીનમતી.
આનન્દ્યા, ને ઉતર્યા મેઘમાળાઓમાં.
એ હતાં અવનીનાં અમ્બરો;
કુંકુમવર્ણાં, કેસરવર્ણાં, નીલોત્પલવર્ણાં.
પૃથ્વી આવતી'તી દેવર્ષિને સત્કારવાને.
કોકની સોનલ કોરને સ્પર્શી,
કોકની રૂપલા જાળીઓને ભેદી,
કોકની પંકજપાંખડીને વીંધી,
દેવર્ષિએ ઓળંગ્યો મેઘલોક.
દેવર્ષિની પૂર્વપાંખે હતી ધરિત્રી
ને પશ્ચિમપાંખે હતો સાગર.
ત્ય્હાં, આભને પૂર્વઆરે,
સૂર્યાસ્તસમયે દીઠો સૂર્યોદયઃ

ક્ષિતિજની પૃથ્વીપાળે વિરાજેલો
ને સહસ્ર કિરણાવલિઓ ઉછાળતો.
૧૦૪ એ હતી કૃષ્ણદેવની સુવર્ણદ્વારિકા.
અને સ્હામી પશ્ચિમપાંખે
દીઠો સહસ્રાક્ષ સૂર્યાસ્ત;
પ્રચંડ, પ્રોજ્જ્વળ, સાગરસળગાવતો,
પ્રારબ્ધની ચિતા સમોવડો.
દ્વારિકાની પાછળ ઉગતો'તો અમૃતનિધિઃ
પૂર્વની પૃથ્વીમાંથી જાણે પ્રગટતો.
૧૧૦ પૂર્વપશ્ચિમ ચન્દ્રસૂર્યનાં છાબડાંઓમાં
દેવર્ષિએ દીઠો ત્‍હાં પૃથ્વીલોકને
૧૧૨ કાળનાં પલ્લાંઓમાં તોળાતો.
દેવવિમાન ઉતર્યું ત્‍હારે
પૃથ્વીવાસીઓએ જોયું કે
તારો ખર્યો ને પડ્યો સાગરમાં.
૧૧૬ કોક બોલ્યું 'પૃથ્વી ફાટશે.'
એ હતો કાળનો મહાસાગર;
૧૧૮ ને તીરે વસતા'તા કૃષ્ણદેવ.
મેઘલી હતી એ પૂર્ણિમા;
૧૨૦ ને ક્ષિતિજમંડળની ઝૂલઝાલરો જેવી
ચોમેર વિરાજતી'તી મેઘપર્વતમાળ:
જગતના જાણે કિલ્લાકોટ,
પૃથ્વીની જાણે માંડેલી પાળો.
ગગનઝરૂખે બેઠો'તો ચન્દ્રમા:
જાણે ગિરિશિખરનો મન્દિરકળશ.
સન્મુખ ગાજતો'તો મહાસાગર

ઘેરે અને ગેબને શબ્દે.
આભ હતું ઉજળું અને અગમ્યવર્ણું.
ન્હાનકડી દીસતી'તી ત્હાં દુનિયાં
ને મહોદધિના ઝંખાતા'તા કિનારા.
કંઠે હતી સુવર્ણની રાજહવેલીઓ.
એ હતી કૃષ્ણદેવની દ્વારિકા:
સૂર્યતેજની શિખરમાળ સમોવડી;
રત્નાકરનાં રત્નોથી રત્નમંડિત;
સત્–અસત્નો મહાસમન્વય.
ઋષિવરો મહેમાનીએ આવતા,
પરાક્રમીઓ પ્રેરણા પીવા આવતા,
ધનપતિઓ ધન શોધવા આવતા ત્હાં.
મહેમાનીએ જાણે મેઘ,
ઉદારતાએ જાણે આભ,
સત્કારસોહાગે જાણે વસુન્ધરા:
એવી હતી એ કૃષ્ણનગરી.
કોક કહેતું એને જગત્છેડો—
ધરતી ત્હાં ઢળી જતી જલધિમાં.
કને ગોમતી જળ ઉછાળતી
ને રચતી'તી જળમન્દિરો.
સાગર સોહામણો થતો દ્વારિકાથી.
અન્તરિક્ષ હતું ચેતનવન્તું,
સાગરકાંઠો હતો સજીવન.
ધેનુઓ હતી કામદુધાઓ;
હાથીઓ વિચરતા વડલા જેવા;
ઘોડીલા ઉછળતા જાણે જલધિતરંગો.

રાજમાર્ગોમાં રથધ્વજો વહતા
તે જાણે પૃથ્વીપરવરતાં દેવવિમાનો.
ત્હાં ઉડતા'તા આયુષ્યના ફૂવારાઓ,
ત્હાં પ્રફુલ્લતી'તી સૌન્દર્યની વેલીઓ.
કૃષ્ણદેવનાં નયનામૃત ઢળતાં
ત્હાં ઉગતા આનન્દના છોડ.
લોકમન્દિરો હતા મ્હોરેલા ફૂલક્યારાઓ
ને મંહીથી ફોરમા'તા સંસારસુગન્ધો;
ખાટા, તૂરા, મીઠા, મનમોહન.
દેવમન્દિરોના દેવધ્વજો કો ગણતાં ભૂલે,
એટએટલાં હતાં મન્દિરધ્વજનાં' મહાવનો.
આર્યેડાએ સોહાવ્યાં'તાં કુરુક્ષેત્રને;
એટલે નગરમાર્ગના સ્ફાટિકપાટને
સોહવતા'તા જોબનજ્યોતિઓ.
દ્વારિકા હતી ત્હારે યૌવનનગરી.
એ પરાક્રમપુરૂષો હતા
કારમા કુરુક્ષેત્રીઓના કારમા વીરપુત્રો;
ને રૂપસુન્દરીઓ હતી ત્હાંની
જાણે અલકાની અલબેલીઓ.
જોબનજળથી છલકાતી હતી કૃષ્ણદ્વારિકા:
જાણે કૈલાસશિખરેથી ઉતારીને
સાગરતીરે સ્થાપી પેલી અલકાવતી.
કૃષ્ણદેવ ત્હાં રહેતા માયાના મંડપોમાં.
સૂર્ય ફરતી ઘૂમે છે સૂર્યજ્વાળા
એવું ઘૂમતું'તું સુદર્શન ચક્ર;
પ્રોજ્જ્વળ અને પ્રારબ્ધચક્ર સમું:

જાણે વીજળીઓનાં વમળો પલપલ્યાં.
દેવર્ષિના દેવવિમાનને નમીપ્રણમી
રાજમાર્ગ આપ્યો સહસ્રપાંખડી સુદર્શને,
તરંગોની
પરંપરા નિહાળતી,
સાગરની પાર જોવાને મથતી,
એકલી, અલબેલી, અગમ્યના વાઘા સજેલી,
આભના ચન્દરવા નીચે ઉભેલી યદુપુરી
સાગરપુત્રી સમી ગાતી'તી ગીત.
અગમ્યભેદુઓ એ સાંભળતા
ને બ્રહ્માનન્દે આનન્દતા.
પૃથ્વી પ્રફુલ્લતી એ ગીતશબ્દે.
હું તો હરિની દેવહંસલી.

સાગરઝાંઝર પદે સોહામણાં રે,
માથે તેજના કિરીટ હો!
સૂર્યસોમ અજવાળે આંગણાં,
મુજ ત્રિકાળ માંહિ મીટ હો!
હું તો હરિની દેવહંસલી.

એક પાંખે પૃથ્વીના પલવટો રે,
નિધિનીર બીજી પાંખ હો!
રત્નાકરનાં મહારત્નનાં
મ્હારે પીંચ્છ લાખ-લાખ હો!
હું તો હરિની દેવહંસલી.

હરિના હો તે હરિજન આવજો રે,
ઉછળે દિલના દરિયાવ હો!

મોરલી વગાડી, શંખ પૂરિયા,
હરિ ભરે હૈયાભાવ હો !
હું તો હરિની દેવહંસલી.
હાં રે, હાં રે, હું તો હરિની દેવહંસલી.
નક્ષત્રમંડળ ઉડતું આવે
એવું ઉડતું આવ્યું દેવવિમાનઃ
જાણે! દેવત્વની જ્યોત.
સાગરતીરે શિખર હતું,
ને શિખરશિખરે હતું મહાવન.
વનમાં હતી હરિવરની વૃન્દાવનવાડી.
મોતીપ્રવાળની વેળુપાથર્યા વાડીપટમાં
ઉતર્યા જાણે દેવર્ષિ
અવનીના અક્ષરોને વાંચતા.
દેવર્ષિના દેવવિમાનને ત્હાં
ઘેરી વળ્યા સન્ધ્યાના પરિમળો
મહામાયાની આંધી સમોવડા.
એ વૃન્દાવનવાડીની વચ્ચે
હતું કૃષ્ણદેવનું વિશ્વકુંડ
આભના રંગે રંગેલુંઃ
જાણે બ્રહ્મલોકની કાતળી પડી.
ઝરૂખા ઝૂલતા, અટારીઓ અજવાળતી,
ધ્વજ આદરતા, દ્વાર સત્કારતા.
આંગણે હતા એ પારિજાતકો;
ફૂલવાડીમાં ફોરતાં'તાં દેવવૃક્ષો;
પલ્લવોમાં કલ્લોલતાં'તાં દેવપંખીઓ.

ચોમેર તગતગતી'તી તારલાની ટીપકીઓ.
નન્દનવનથી યે નયનનન્દિની,
પણ પ્રેમઝરણી ગોપિકાસ્નની,
હતી એ વૃન્દાવનવાડી.
દેવ સરિખડા વિરાજતા'તા કૃષ્ણદેવ
ગહનતાની કુંજ સમા એ વિશ્વવૈકુંઠમાં.
દેવર્ષિએ રણુકાવ્યો દેવતંબૂર
કે 'આવ્યો છું દેવલોકમાંથી દર્શને.'
એ હતો ભક્તનો ભાવરણકો.
કૃષ્ણદેવે પારખી દેવસૂરાવલિ,
દેવપગલે ધાયા દ્વારદેશમાં,
ને ભગવાન ભેટયા ભકતવરને;
જાણે કોટીકિરણી સુર્યદેવે
સત્કારી ષોડશજ્યોત આરતી.
'કૃપા કીધી, દેવર્ષિ !
છો તો પ્રસન્નચિત્ત ને ?
દેવલોક તો છે આનન્દહુલ્લાસતો ને ?'
સોનવેલમઢયા હાથીદાંતના પાયાળું
અગરચન્દનનું હતું સિંહાસન.
ઉપર હતી હારશણગારની ચાદર:
જાણે સુગન્ધ ને સુન્દરતાની વેલો.
બ્હાંયબેલડીએ ત્યહાં બેસાડતાં
પૂછ્યું એ શ્રી કૃષ્ણદેવે.
ગૃહલક્ષ્મી સમી રાજલક્ષ્મીઓ નમીને
સિધાવી દેવર્ષિની આતિથ્યસામગ્રીએ
દેવર્ષિના કલ્યાણબોલ ઝીલતી ઝીલતી :

જાણે ચન્દનની વેલીઓ ચાલી.
ભગવાનને યે હસાવતીહુલસાવતી'તી
૨૫૬ મહામાયાની એ કોડીલી કુંવરીઓ.
'અજાણ્યા હશો, પ્રભો !
દેવલોકમાંથી આવું છું
ને લાવ્યો છું દેવસન્દેશ.
૨૬૦ દેવો દૂભાયા છે એટલો દાઝયો છું.
વૈકુંઠવાસીઓનો શો છે અપરાધ હવે ?
સ્વર્ગ છોડયે સૈકો સવાયો થયો.
વણદઝાડયા વીતે ખરા
સવાસો–સવાસો વર્ષના વિરહો ?
૨૬૫ પૂછાવ્યું છે કે ક્‌હારે પધારો છો ?'
ખિન્ન મુદ્રાએ બોલ્યા દેવર્ષિ.
૨૬૭ પાંપણોની પાછળ હતાં પાણી.
'तद्दूरे तद्वन्तिके, નારદ !
હું કોનાથી આઘે છું ?
૨૭૦ હૈયાથી યે સમીપમાં નથી હું ?
ને થોડા હતા પૃથ્વીના ભાર ?
દેવોએ નથી દીઠા એ ?
પ્રચંડ પહાડો પડયા હતા—
૨૭૪ પાપના પહાડો પૃથ્વી ઉપર.'
'પોપચાંને પડદે ચીતર્યાં છો;
ત્હો યે દૃષ્ટિ છે દર્શનસ્વની.
ને મહારાજ ! પૃથ્વી નથી નગુણી ?
સિધાવશો કે પાછળ એની એ.
ત્રિલોકી ઘૂમી વળ્યો છુ,

કેટકેટલા લીધા અવતારો ?
ત્હો યે ઉલેચી રહ્યા અન્ધકારને ?
સહેલા હશે અવનીના ઉદ્ધાર ?
—પ્રભુને યે ?
ને સાક્ષીમાં દેવર્ષિએ રણકાવ્યો દેવતંબૂર.
એ પ્રશ્ન ન્હોતો; પોકાર હતો,

'परित्राणाय साधूनां
विनाशाय च दुष्कृताम्,
धर्मसंस्थापनार्थाय
संभवामि युगेयुगे.'

દેવોથી અજાણ્યું છે એ ? નારદ !
વીણીને આપ મ્હારી આળસઘડીએ
કે ઉંશેટું ફગોટું એમને જલધિજલમાં.'
કૃષ્ણદેવે કીધો બ્રહ્મઘોષ:
જાણે સાગર બોલ્યો.

'ભાર ઉતાર્યો ભૂમિનો, ભગવન્ !
કુરુક્ષેત્ર ખેલાઈ ગયું;
હસ્તનાપુરે ચ્હડયો ધર્મધ્વજ;
અને પ્રવર્ત્યો યુધિષ્ઠિરશક.
ત્હો યે હજી—'

'પણ કલિના ભાર ભરાય છે પાછા.'
'પ્હણે સવા–સવા સદીથી
નયનાનન્દસ્વનાં છે નયનો.'
'તો દુનિયાંને કરવી છે દર્શનસ્વની ?'
'આંખ છે પૃથ્વીના પત્થરોને ?
કેટલાક પારખ્યા પૃથ્વીએ પ્રભુને ?
હા; પાંડવોએ જાણ્યા'તા જગદીશ;

ને કીધી'તી અગ્રપૂજા રાજમંડળમાં.
પણ મહારાજ! શું સાંભળ્યું આ?
શ્રવણો ના પાડે છે સુણવાની.
કૃષ્ણનગરીમાં ઋષિવરોનાં અપમાન!
સૂરજ પશ્ચિમમાં ઉગ્યો કે શું?'
'હા, નારદ! હા;
પશ્ચિમમાં ઉગ્યો પ્રારબ્ધનો સૂર્ય.
સાગર વિલોપશે સુવર્ણદ્વારિકાને.
સાંભળ્યો ઋષિવરોનો શાપ;
ને વણબોલી સાંભળું છું
આવન્તી દ્વારિકાસંકેલનની પગલીઓઃ
છપ્પનકોટી જાદવકુળનો સત્યાનાશ.
મ્હારો જ સાંબ;—છપ્પરપગો.'
કૃષ્ણદેવે જોયું દ્વારિકા ભણી.
અગ્નિચિતા સમો હિંગળોકિયો
ઉગતો'તો માથે પૂર્ણિમાનો ચન્દ્રમા.
દ્વારિકા ઝીલતી'તી ચન્દનીના અગ્નિ.
'પૃથ્વી યે સંકેલાશે ત્યહારે.
સાંબની શિક્ષા સંસારને?'
'ના, દેવર્ષિ! ના:
એકલો ન્હોતો સાંબ.
એકલાં છે આ સાગરમોજાંઓ?
કે એકલી છે ગિરિમાથેની ગિરિશિલાઓ?
યાદવકુળ ભાર છે પૃથ્વીનો આજ.
યાદવકુળને નથી સંયમપાળ,
યાદવકુળને નથી નિગ્રહદોરી.

યાદવો છે કૃષ્ણકવચાળા.
ને દ્વારિકા સંકલાશે ત્હો યે
નહિ સંકેલાય પૃથ્વીવિસ્તાર.
૩૩૯ દુનિયાં મ્હોટી છે દ્વારિકાથી.'
'દ્વારિકા સંકલાશે' સાંભળીને
થરથરતું'તું કૃષ્ણમન્દિરનું અન્તરિક્ષ,
ને ડોલતું'તું અવિચળ દેવસિંહાસન.
૩૪૦ પ્રથમ વારકું સાંભળતું'તું જગત
૩૪૧ નિર્માણની એ મહાવાણ.
'અમારે તો, ભગવન્ !
દ્વારિકા મ્હોટી છે દુનિયાંથી:
ત્હાં વસે છે વિશ્વંભરનાથ.
એ-એ છે દેવઢાલો દ્વારિકાને:
સુદર્શનની ને કૃષ્ણદેવની.
૩૪૭ દ્વારિકા અમ્મર છે અવનીમાં.'
દેવર્ષિ પેખતા'તા દેવત્ત્વને
ને ઉચ્ચરતા'તા દેવસત્યો:
૩૫૦ જાણે હેતના હીરા વેર્યા.
૩૫૧ જગત શણગારાતું એ શબ્દસત્ત્વે.
'દેવત્વને વાંચ છ, નારદ!
એવા વાંચ ઇતિહાસોને.
ઇતિહાસો છે વિશ્વસત્યોના રત્નભંડાર.
નિર્માણે છોડ્યાં છે કોઇને યે ?
જગત જન્મે છે જન્મોત્રી લખાવીને.
છઠ્ઠીએ લખે છે વિધાત્રી
સૌના છઠ્ઠીના લેખ.

કુરુક્ષેત્રની તિથિએ બેઠો છે કલિ;
ને કલિની કલગીએ છે જાદવો.
જાદવો છે જોબનઉન્મત્ત;
જાદવો છે કૃષ્ણઉન્માદીલા.
સન્તાપ્યા'તા સુદામાજીને ય તે.
સુદામાજીએ વરસાવી'તી હાસ્યચન્દની;
દુર્વાસાએ છાંટયા શાપના અંગાર.
ભણતાં ભૂલ્યાં છે ભવવાસીઓ મ્હને.
હું તો છું બ્રહ્મમન્ત્રની ઢાલ
ને અબ્રહ્મણ્યનો કાળ.
સાંભળી તો છે ને, નારદ!
દ્વારિકાની સ્થાપનકથા ?'
    કૃષ્ણદેવને સાંભરી આવ્યાં
યૌવનદેશ ને આથમેલી તિથિઓ.
આંખમાં ઉભો રહ્યો એ સાગરકાંઠો—
મહાસાગરનો વિજનતાનો વગડો
ને ઉછળતી એ નિર્જન તરંગાળલિઓ.
દૂર–દૂરના સાંભર્યા દિવસો;
ને દ્વારિકેશે માંડી દ્વારિકાસ્થાપનકથા.
    'ધૂળધૂંધળો હતો એ દિન
ને મૃત્યુના ચ્હડી આવ્યા'તા મેઘ
કાલિન્દીના કાળધરાને કાંઠે.
વિધાત્રીએ વાંચ્યાં ભવનાં ભવિષ્ય
ને કીધો આજ્ઞાટંકાર
કે સ્થાપો નવનગરીની હવેલીઓ;
આઘે આઘે, જગતને છેડલે.

હારથી આ કહેવાયો જગતુછેડો.
દેવોએ જોયા જોષ,
વિશ્વકર્માએ પારખ્યા પૃથ્વિપગથાર.
પથ્વીની પરવાડ શોધી,
ને શોધ્યો સાગરધરતીનો સંગમઘાટ.
મ્હને સાંભર્યું ·સૃષ્ટિનું સૃજનપર્વ,
ને સાગરકાંઠે ચીતર્યો સૃજનનકશો.
વનરાઇની હરિયાળીથી બાંધેલો
સોરઠનો છે સોહામણો સાગરકાંઠો:
વનરાઇમાં ત્હાં વસાવી કૃષ્ણનગરી.
સૂરજમાળાઓ સમાં માંડયાં પરાંઓ,
ને સૂર્યચન્દ્ર સરિખડી રાજહવેલીઓ.
મથુરા સંકેલી ને દ્વારિકા સ્થાપી.
સોનાં ઢોળ્યાં સાગરઆરે
ને રત્નો જડ્યાં કાંગરેકાંગરે:
જાણે પૃથ્વીમાં વસાવ્યું ન્હાનકડું વૈકુંઠ.
માનવી માટે એમ ઉતાર્યું નન્દનવન.
નારદ! એક થઇ'તી આગાહી ત્હારે.
ખીલી ·વાગી શેષમણિમાં.
મણિજ્યોતના ફૂટયા ફૂવારાઓ
ને શેષમંડળ આવ્યું ચાચનાએ.
કહ્યું સો વર્ષે આવજો;
ધર્મરાજા આપશે ધર્માજ્ઞા
સુવર્ણદ્વારિકાના સંકેલનની.
આઘું નથી, નારદ!
એ શતાબ્દીપર્વ.'

'ત્હારે કહોને કે
નિર્ધાર કીધો છે દ્વારિકાસંકેલનનો.
આયુષ્યની બાંધી છે પાળ;
ને એ પાળ નિરખાઇ ક્ષિતિજપાળે.
દેવો વાટ જૂવે છે દેવઘાટે.'
'નારદ! દ્વારિકાને સરજી હતી મ્હેં
સૃજનવિસ્તાર વિસ્તારવાને.
સૃજનનો નકશો હતો દ્વારિકાનો નકશો,
સૃજનનાં તેજ હતાં દ્વારિકાનાં તેજ.
સત્યલોક, તેજલોક, અમૃતલોક,
સૂર્યમંડળ, ચન્દ્રમંડળ, સ્વર્ગંગંગા
સ્થાપ્યાં'તાં સુદર્શનછાયામાં.
એમનાં અણુઅણુ કીધાં જાદવોએ,
ને અણુઓને ઉછાળ્યાં આભમાં.
આભ પી ગયું એ સૃજનઅણુઓને.
જૂઓ ને વાંચો, દેવર્ષિજી!
જાદવલખ્યા આભમાંના અક્ષરો.
જગતજ્યોતિષિઓ સૌ વાંચે છે એ.
પિંડારક ક્ષેત્ર છે પુણ્યતીર્થ;
ને પુણ્યક્ષેત્રનો પડ્યો છે પોકાર.'
દેવોના દેવર્ષિએ
ગોખમાંથી જોયું ગગનમંડળમાં,
ને સાગરની જળપાળની પાછળ.
આઘે--આઘે, ત્હાં, જલધિની જળપાળે,
પ્રગટ્યો ને હોલવાયો એક ભડકો,
હોમજ્વાળા જેવો અગ્નિમુખો.

દેવર્ષિએ જાણ્યું વીજળી ઝબકી.
દેવ ને દેવર્ષિ ગયા ઝૂલતા ઝરૂખામાં.
દ્વારિકાનાં રત્નો ઉખાડી ઉખાડીને
જાણે વેરાતાં હોયને સાગરજળમાં,
એવા બ્રહ્માંડગુફામાં આથમતા'તા તારલાઓ.
યોગ હતો કાળયોગનો.
વળી ભભૂક્યો પેલો ભડકો,
ને હોલવાયો સાગરની ક્ષિતિજપાળે;
અને સમાયો જઇને
અગોચરનાં કો ગુફાગહ્વરમાં.
'એ છે વડવાનળની ઝાળ;
જાણે અગ્નિમુખ ઉઘાડ્યું સાગરે.
'પાણી બાળશે, તો હોવલશે કોણ?'
'નીરને ઠારશે નારાયણ.
પ્રતિપદાથી પેખાય છે, નારદ! એ.'
દેવર્ષિ નિહાળતા'તા ઘેરાતો ગોરંભો.
'સ્હમજું છુ એમના અર્થમર્મ.
આભલખેલા વાંચ્યા અક્ષરો.
પણ સાંભળ્યો ભગવન્! સાગરને?
સાગર બોલે છે પાતાળના બોલ.'
'હા, નારદ! હા;
જલધિ કોતરી ખાય છે જગતને.
પાથર્યાં સાગરપગથારને જો.
જાણે જગતું કાતરતી કરવતધારો હોયને,
એવી ઉછળે છે તરંગપર પરાઓ.
આજે છે વર્પણીની ભરતી;

ને પર્વભરતી બોલે છે
પર્વણીના બોલ;
ભયંકર, ભવભેદક, પાતાળમુખા—
૪૬૬ 'પૃથ્વી ફાટશે.'
'પૃથ્વી ફાટશે, પ્રભો !
૪૬૮ તો ક્યહાં ઉભશે માનવવંશ ?'
'મ્હારા હૈયામાં.
૪૭૦ નારદ ! નથી જાણતો તું ?
જન્મ સંગાથે જ જન્મે છે મૃત્યુ.
છેડો છે—છેડો
બ્રહ્માંડના મહાવિસ્તારને ચે.
૪૭૪ બ્રહ્મ લહરે છે બ્રહ્માંડને છેડે.'
દેવ ને દેવર્ષિ
૪૭૬ ઝરૂખે ઉભા'તા ને સાગરને જોતા'તા.
'હા, ભગવન્ !
અનન્ત છે એક પરબ્રહ્મ.
પણ નિર્માણના અક્ષરોને
૪૮૦ લખે છે કોની લેખિની ?—
૪૮૧ દૈવની કે માનવબાળની ?'
'લખે છે માનવલેખિની,
પણ વિધાત્રીનાં કુંકુમરંગે.
વિશ્વબાળ ને વિશ્વનિયમાવલિ
લખે છે જગતની જન્મોતરી.
ગેબની ગહનતાનાં કેસરથી
માનવી લખે છે નિજ નિર્માણ :
જાણે અબોલ વાણીના બોલ.

લોકલોકની પગલીઓ પડે છે
૪૯૦ કાળની વિશ્વપાથરી વેળુમાં.
લેખિનીને અગ્રે બેસે છે
ને ઘેરે નીરે લખે છે વિધાત્રી;
વર્ણભ્રૂંસાતી લિપિથી લખે છે.
પુરુષાર્થના પરાક્રમીઓ
એ અક્ષરો સુધારેવધારે.
જગત છે જોગન્દર જેવું:
જાગે–જાગે, ને પડે સમાધિમાં.
સોએ ભોગવવાનાં છે બ્રહ્મનિર્માણ.
છટ્ઠીના લેખંકાર્યા માર્ગે બહુધા
૫૦૦ જીવનવ્હેણ વહે છે જનતાનાં.
જો, નારદ! જળ ફાટે છે;
ને જળમાંથી ઉછળે છે
વડવાનળની એ ઝાળ.
૫૦૪ અગ્નિ માગે છે ઇન્ધિણાં.'
વીજળીઓ ઝગમગી રહી દિશાવનોમાં.
ને વીજળ્વાળા ઉડે ને અજવાળે
એવા અજવાળાતા મેઘમહેલો:
જાણે ઉગી બીજી
૫૦૯ અન્તરિક્ષવાસી સુવર્ણદ્વારિકા.
૫૧૦ 'મહારાજ! દુનિયાં બળે છે દવમાં;
૫૧૧ ને પ્રલય પરખાય છે પાસે.'
'કર્યાં ભોગવશે સહુ.
જોતો નથી, નારદ! કે
જગત ઢોળાય છે જલધિમાં?

એક છે તારિકા–મોહિનીસ્વરૂપા;
ને એક છે નક્ષત્ર–ભૈરવમૂર્તિ.
દિશાભૂલ્યાં આવી વસ્યાં છે દ્વારિકામાં ;
જાણે વનનાં વનેરૂઓ
કે પાંખકાપ્યાં પંખિડાં.
ઉડવું તો છે આભલપાર,
પણ ઉડાતું નથી આભમાં યે.
આત્મા ગૂંગળાઇ ગયો છે એમનો.
જો ! ખોટી પાળો તૂટશે,
જીર્ણ સૌ જળશે જગતનું.
વ્હાલાંઓનાં યે શબ તો છે બાળવાને ને !
પણ સૂકા ભેગું લીલું યે બાળે છે આ તો.
એ છે પૂજ્ય જોબનઝૂલન્તાંઓનાં.
તારિકાએ નરને સજાવ્યો છે નારીસ્વાંગ,
નક્ષત્રે નારીના સરજ્યા છે નર.
એક છે નારીદ્રોહી નર
ને બીજી છે નરદ્રોહી નાર.
બન્નેએ બાંધી ત્રાંસળી સાંબને.
એ ત્રાંસળીમાં પડયો હતો
સુદર્શન ચક્રનો પડછાયો.
એ બે છે યદુનગરીનાં
ભૈરવ ને ભૈરવણી.
નક્ષત્રતારિકાએ ઉતાર્યા છે
દ્વારિકાશિરે ઋષિવરોના શાપ.
બ્રાહ્મણની અવહેલના
એ છે બ્રહ્મની અવહેલના.'

'એ શાપ, મહારાજ!
ન નિવારાય-નિવારો તો?
દ્વારિકા શોભા છે સાગરની.'
'દ્વારિકાવિહોણો કે દ્વારિકાસોહામણો
રત્નાકર રળિયામણો છે સદા.
જો! એ ઉછાળે છે નિજ હૈયાભાવ.
ગણ એ તરંગમાળાને
ને તરંગતરંગના જલકણોને.
ગણતાં ભૂલીશ, નારદ!
સાગરના પરમાણુઓ તું.'
સંસારની કરચલીઓ સમા
પલપલતા'તા સાગરના તરંગો.
ક્યહાંક ચન્દ્ર કરતો ચન્દ્રિકાચમકતા,
ક્યહાંક મેઘ કરતો મેઘશામળા.
પડતી રાત્રિના અન્ધકારમાં
સાગર હતો પડતી રાત્રિ સમો:
શામળો, ઉછળતો, અફાટ, ને ઘનઘોર.
ભાગ્યાક્ષરો સમી અણઉકલતી
તરંગોની હતી જળલિપિ.
ગેબ બોલતી'તી ગહનતાને શબ્દે;
દેવો સહમજતા એ બ્રહ્મબોલ.
વિશ્વધૂમ્મટ સમો દીસતો'તો દિગન્ત.
'મહારાજ! દૂત આવ્યો છે;
ને આજ્ઞા માગે છે દર્શનની.'
દેવમન્દિરની ઘંટડી વાગે
એવું અમૃતમધુરું

બોલી અન્તઃપુરની પ્રતિહારિણી :
એવી મીઠડી રણકે છે
૫૬૯ દેવાંગનાઓની વીણાઓ.
૫૭૦ 'કહેજે કે આવે;
દેવર્ષિનાં યે થશે દર્શન.
—ને જો! ગાતાં નહિ
નિત્યનાં શયનગીતો આજ.
આજ રાત્રિને રણકાવશે
દેવર્ષિનો દૈવતંબૂર.
૫૭૬ દુનિયાંને આજની છે દેવરાત્રિ.'
ક્ષણેકમાં આવ્યો જાદવજોધ.
સ્કન્ધે ઢળકતાં'તાં ચાપબાણ;
માથે ડોલતી'તી ફૂલકલગી;
૫૮૦ અંગોમાંથી ઢોળાતાં'તાં જોબનજોમ:
જાણે ન્હેલાળશે પૃથ્વીને.
૫૮૨ નમ્યો; પ્રણમ્યો; ને ઉચ્ચર્યો:
'જય હો જદુનાથનો.
યદુમંડળ બેઠું છે સાગરઆરે;
સુધર્મા સભા ત્હાં મળી છે આજ;
અને આજ્ઞા માગે છે દેવ કને
પ્રભાસક્ષેત્રમાં તીર્થસ્નાનની
૫૮૮ આવન્તી અમાવાસ્યાના સૂર્યગ્રહણે.'
નારાયણે જોયું નીરમાં,
૫૯૦ ને નીરને સાંભળ્યાં બોલાવતાં.
૫૯૧ સાગર ઉછાળતો'તો જળછોગલાં.
'સંકલ્પ છે શુભનો.

પણ છેડતા નહિ સાગરને.
હમણાં હમણાં પલટી છે વરધો,
ને સાગર છે કાળકરડકણો.
ને કહેજો યાદવસંઘને કે
તીર્થમાં સાધુવેશે જવાય:
શસ્ત્રઅસ્ત્ર ઉતારીને જજો શસ્ત્રધારીઓ.
સોમદેવ છે સૌમ્યમૂર્તિ.'
હરિવરે ઉચ્ચારી આજ્ઞાઘંટાઓ.
'પ્રભુ પોતે નહિ પધારે ?'
મસ્તક નામી પૂછ્યું યદુસેનાનીએ.
એ વીર મસ્તકે હતાં
કેસરચન્દનનાં અર્ચન.
'જ્યહાં જાદવો, ત્યહાં જદુનાથ;'
યદુનન્દન બોલ્યા અગમ્યની વાણ.
'ને આ છે ખગ્રાસ સૂર્યગ્રહણ.
આવરશે સમગ્ર સૂર્યને ને આભને.
અનભેમાં વસજો સૌ.'
જાદવજોધે પદમાં ધર્યો યદુધ્વજ;
પ્રણમ્યો; ને ગયો જોબનપગલીએ
છોગલાં ઉછાળતો છોગાળો:
જાણે રેવતાચળની શિલા,
જાણે ગોમતીનો મહામોજ.
'રાત્રિ ગાજે છે, નારદ !
નયન ભરી લે સાગરદર્શને
કે જઈયે શયનગૃહમાં.
ત્યહાં ગાજે ત્હારાં સાગરગંભીરાં દેવગીત.

જો આ ભવભીષણ જળચક્ર.'
ડુંગરીઓ વચ્ચેના સરોવર સમો
મેઘમાળાઘેર્યો લહરતો'તો સાગર;
ગહન, ગંભીર, આભ્રશામળો.
નારદનાં નયનોએ કીધાં દર્શનપાન,
'ભયંકર છે સાગરની વનગુફાઓ.
ભમતી ભૂતાવળ સમા
ઘૂમે છે જળમોજાંઓ;
ને નાચતાં નયને નિરખે છે
નરલોકના નયનવિસ્તારને:'
દેવર્ષિ વદ્યા દેવશબ્દે.
'ને સાંભળ્યું એ સાગરગીત ?
સાગર બોલે છે આજ બ્રહ્મબોલ.
વગાડ તંબૂર, પૂર મંહી સૂર.
દેવતંબૂરસૂરનું છે સાગરગીત.'
દેવર્ષિએ છેડ્યો દેવતંબૂર
ને સૂરાવલિ નાંખી રાત્રિઘુમ્મટમાં.
અન્દરના ને ઉપરના એ સ્વરોદયે
ગભીરું ગાજનો'તો સાગર.
મેઘમાળા સંભરતી ને પૃથ્વી પી જતી
મહાસાગરનું એ મહાગીત.
રજની નીતરતી હતી નીરમાં.
સકલ આ બ્રહ્મચક્રનાં ચક્ર.
ગિરિગહ્વર સમ મુખ ઉઘાડે
વિરાટગુફા ઘનઘોર;
સર્વમેઘના શંખ ફૂંકાયા

જળથળ ઝાકમઝોર :
૬૪૬ સકળ આ બ્રહ્મચક્રનાં ચક્ર.

પરબ્રહ્મનાં પદતલ સરિખાં
ફાટે જો ! પાતાળ;
પલકઝલકમાં ભસ્મ કરે એ
૬૫૦ રુદ્રનયનની ઝાળ :
૬૫૧ સકળ આ બ્રહ્મચક્રનાં ચક્ર.

વીજદન્તુડીને દન્તે દન્તે
લખ્યાં મહાનિર્માણ;
પ્રલયઅગ્નિની શિખાશિખાએ
વિશ્વવ્યાપી કલ્યાણ:
સકળ આ બ્રહ્મચક્રનાં ચક્ર.
૬૫૭ સકળ આ—

'સાંભળ છ સાગરના શબ્દ ?
જો, કે ન જો, નારદ !
૬૬૦ આભ જાણે હાલવાય છે.'
'અવળવાણી છે વિશ્વની.
ચન્દ્ર મેઘ વરસે છે, પ્રભો !
ને મેઘ વરસે છે ચન્દ્રિકા.
અવનીની આ છે પરિપૂર્ણિમા.
તરંગ–તરંગ બોલે છે, મહારાજ !
૬૬૬ 'નિર્માણ', 'નિર્માણ', 'નિર્માણ.'
કૃષ્ણદેવ એમ ઉજવતા હતા
૬૬૮ દ્વારિકાનો સર્વમેધ યજ્ઞ.



એ હતું મહેશ્વરનું મન્દિર;
અગમનિગમને ઉચ્ચરતું,
આભ ને સાગરના વેદો વાંચતું:
જાણે ઉતારી આણ્યું એક કૈલાસશિખર
અને સ્થાપ્યું સનાતનતાના સાગરકાંઠે.
મંહી વસતા'તા સાગરસ્વામી,
સ્વયંભૂ જ્યોતિર્લિંગ સોમનાથ;
મહેશ, સદાશિવ, મૂર્તિમન્ત મંગલતા.
મહેશ મટાડતા'તા દેવોના યે ક્ષયને.
સારી પૃથ્વી પધારતી ત્ય્હાં પૂજનાર્થે.
ત્ય્હાં થતો પૃથ્વીસાગરનો સંગમ;
ત્ય્હાં વિરાજતા હતા
અસાધ્યના યે સિદ્ધિનાથ.
અને આ હતી
ખગ્રાસગ્રહણની ગગનઘેરી તિથિ.
એ તિથિએ પૃથ્વી સૂર્ય ને ચન્દ્ર,
બ્રહ્માંડફરકડીનાં તરપાંખડાં,
ઉભવાનાં હતાં એક ગગનરેખામાં.
અડધેરોક ઉતર્યો હતો
અમાવાસ્યાની સ્હવારનો બીજો પ્રહર.
સૂર્ય ચ્હડતો'તો આભઝરૂખે,
ને સૃષ્ટિ થતી'તી ચેતનવન્તી.
તેજમાં જામતું'તું જોમ,
પણ વહતાં'તાં ઉલટદિશામાં.
એ દિવસ હતો મહાસંહારનો;
એ પ્રહર હતો મહાચેતનનો.

સદાશિવ છે સંહારસ્વામી.
મૃત્યુને અમૃત માને છે મહેશ્વર.
સ્હવારે પોપચું ઉઘાડ્યું ત્હાં તો
યદુકુમારો આવ્યા પ્રભાસની પાળે
ને જગાડ્યો મહાસાગરને.
હાથહાથ ઉછળતા ધોરીની
ઘમઘમતી'તી ઘૂઘરમાળાઓ;
પંખીપંખાળા અશ્વરાજોની
ફરફરતી'તી ધ્વજાપતાકાઓ.
તરંગાવળ સમી ડોલતી હાથીઓની હેલાર.
રથોના ઝાંઝરઝમકારથી
ઝમઝમી ઉઠયાં'તાં મહાવનો
ને મ્હોરી ઉઠી'તી લીલી નાઘેર.
યદુકુળ આવ્યું'તું આજ સાગરસ્નાને.
પ્રભાસના સાગરઆરે ઉતર્યું
છપ્પનકુળ જાદવોનું જૂથ:
જાણે દ્વારિકા પધારી પ્રભાસમાં.
સાગરના આસ્માની પલવટને
મૂકી હોય લીલમની કોર,
સાગરપાળની કોર બાંધીને
એવી પડી'તી વનવાટિકાઓ
દૂર—દૂર પૃથ્વીમાં ઢોળાઇ જતી.
ને ચાલતી ફૂલવાડી સમી
એક ટૂકડી આવી યદુયૌવનની.
વેરાતી ફૂલપાંખડીઓ સમાં
એમનાં નિર્ઝરતાં નયનબાણો

શારતાં'તાં સૂર્યકિરણોને;
એમનાં ઉડતાં ચાપબાણો
વીંધતાં'તાં મહાવનોને.
યદુયૌવન ગાતું'તું યાદવગીત
ને ખેલતું'તું દાંડિયારાસની રસરમણા
સાગરપાળે–પાળે વિચરતાં વિચરતાં.
૫૯ એક એક વીર હતો પરાક્રમપુરૂષ.

૬૦ અમે તો કારમા કૃષ્ણકુમાર;
અમારે જયધ્વજે જગદાધાર;
૬૨ અમે તો કારમા કૃષ્ણકુમાર.

ભાગ્ય કેરા અશ્વરાજ, ભરતીના મોજરાજ,
પ્રાક્રમના પોતરા પ્રચંડ;
સંવત્સરોનાં અમે નક્ષત્રોરાશિઓ,
કાળના ઘૂમતા કોદંડ:
૬૭ અમે તો કારમા કૃષ્ણકુમાર.

પૂર્વના પલ્લામાં પૃથ્વીના પલવટો,
પશ્ચિમપલ્લે નિધિદેશ;
૭૦ દ્વારિકાની દેવજ્યોત દાંડી ધરીને હરિ
જોખે ઉભા દ્વારિકેશ:
૭૨ અમે તો કારમા કૃષ્ણકુમાર.

અમારે જયધ્વજે જગદાધાર;
૭૪ અમે તો કારમા કૃષ્ણકુમાર.

ને પછી પધાર્યા કૃષ્ણબળરામ:

જગતજ્યોત બાંધવએલડી.
કબૂતરિયા અશ્વાળો હતો મહારથ
ને ઉપર લહરતો'તો ગરુડધ્વજ;
જાણે જગતને ઉચ્ચરતો હોયને
જાદવોની કીર્તિજ્યોત.
એ રથ હતો કે વિમાન હતું ?
ગગનમંડળમાં જેવો સૂર્યરથ,
પૃથ્વીમંડળમાં એવો હતો કૃષ્ણરથ;
મહૌજસ ને સર્વપરિચિત.
શિખરશૃંગ સમો હરિરથ
આવી ઉભો હરમન્દિરની સન્મુખે.
મન્દિરચોકનાં તેજ થયાં તેજસ્વી;
માનવીઓ થયાં માનવતાળાં.
એ હતું અમાવાસ્યાનું સ્હવાર:
સૂર્ય ને ચન્દ્ર હતા એક રેખામાં.
જ્યોતિષિઓ જોતા'તા જગતના જોષ.
જગત ઉપર દેવાતું'તું ઢાંકણું.
રથીઓએ રથ છોડ્યા હતા
સાગરહાથેળી સમા સાગરતટમાં.
ત્ય્હાં વસ્યું હતું યદુપ્રભાસ;
જયધ્વજ ફરકાવતું, સાગરને આહ્વાનતું.
ને પ્રાતઃસ્નાને ગયા હતા સહુ
ત્રિવેણીસંગમે હરિયાળીની વેલોમાં.
ત્ય્હાં ભળતાં'તાં સુરાષ્ટ્રનાં પાણી
પશ્ચિમસાગરનાં મહાજળમાં.
અશુદ્ધિઓને ધોઇ યદુમંડળે;

સન્ધ્યા કીધી સંગમઘાટે;
ને પાપપાવનાં પાણીનાં કમંડળો ભરી
યાદવો ગયા સ્વયંભૂદેવના દેવમન્દિરે.
મન્દિર હતું ન્હાનકડો કૈલાસ.
પૂર્વે ત્ય્હાં હતી
ઋષિઓની પર્ણકુટીરો;
ને પછી વસી ત્ય્હાં બ્રહ્મનગરી.
બ્રહ્મવાસમાં હતાં ષોડશપાંખડી ગુરુકુલો
અને શતપાંખડી અગ્નિહોત્રો.
નિત્યનિત્યે ત્ય્હાં થતી હતી
કૈલાસ સમોવડી દીપાવલિ.
આથમતો સૂર્ય ને ઉગતા તારલા
મહેશ્વરની ઉતારતા'તા આરતી.
રાત્રિએ રાત્રિએ ચન્દ્રદેવ ભરતો'તો પ્હેરો.
ભર્યાવેરાયલા અન્નભંડાર સમાં
શતાવધિ હતાં ગુરુકુલનાં ગામો.
હાથીહોદ્દે ને પાલખીએ ચ્હડીને
રાજેશ્વરો ને રાજેશ્વરીઓ
આવતાં'તાં દેવને દર્શનેપૂજને.
ભરીભરી પધારતી ગંગોદકની કાવડો;
એ ગંગોદક મહેશ્વર કરતા નિત્યસ્નાન.
તેજમંડળ સમો હતો શિખરકળશ;
ભવસાગરની નૌકાઓની જાણે દીવાદાંડી.
સહુ ઉપર લહરતો હતો
સ્વયંભૂદેવનો મન્દિરધ્વજ;
સત્ય સુન્દર ને મંગલનો દેવપટ;

અન્તરિક્ષલહરે શ્વ લહરતો,
સૂર્યને સોહવતો, જગતને ન્હોતરતો,
પરબ્રહ્મને પૃથ્વીમાં ઉતારતો.
જગત ત્હાં રંગાતું'તું દેવરંગે.
સ્વયંભૂમન્દિર હતું બીજો કૈલાસ;
મંહી વિરાજતા'તા કૈલાસસ્વામી.
આભદ્વાર સમાં દેવદ્વાર
હતાં રત્નજ્યોત ચન્દનચન્દનીનાં;
યાત્રિકોને આદરથી આવકારતાં,
ને અહર્નિશ હતાં ઉઘાડાં.
બ્રહ્મગુફાને ભોગળ શી?
ઘુમ્મટ હતો વડલાવિશાળો;
સહસ્ત્રાવધિ સમાતા મંહી યાત્રિકો.
આરતીની સહસ્ત્ર શિખાઓ સમી
સહસ્ત્રજ્યોત મણિમય સ્તંભાવલિ
ઝીલતી'તી એ મન્દિરઘુમ્મટને.
ઘુમ્મટમાં માંડી'તી હિમાદ્રિમાળા;
ને વૃક્ષડાળીઓ ને આરસવેલોથી
આરસંમાં આલેખી હતી કલાકવિતા
કવિતાઝરતા કલાસ્વામીઓએ.
પત્થરમાં ત્હાં આલેખ્યું'તું મહાકાવ્ય.
વનકુંજની સ્હામે સાગરકાંઠે
મન્દિર હતું બીજું આરસકુંજ.
પુષ્પો સમાં ઝબકતાં'તાં રત્નો,
હૈયાભાવ સમાં ફોરમતાં'તાં ફૂલડાં.
હોમકુંડ સમી સુવર્ણપિંડીમાં,

યજ્ઞજ્વાળાઓમાંના અગ્નિસ્તંભ સમું,
માણેકવર્ણું હતું મહાશિવલિંગ.
નિત્યનિત્યે ત્હાં ઘસાતી હતી
મલયાદ્રિની એકએક ચન્દનડાળખી.
લીલમોનાં ઝૂમખાં જેવો
બિલિપત્રોનો થતો ઘટાઘેર;
ને ઉપર ઢોળાતા હતા
ફૂલપાંખડીઓના ફૂલઢગલાઓ
યાત્રિકોના યાત્રાભાવ સમોવડા.
દેવઅંજલિ સમી ઉપરથી
રત્નજલાધારીઓ કરતી'તી અભિષેક;
જાણે અભ્રિકા અમૃત ઝરતી હોયને.
નર્તકીઓ નાચતી'તી યક્ષનૃત્યો
મહામહેશ્વરનાં ચરણોમાં;
રત્નદંડ સમા કરમાં રત્નદાંડીઓ વીંઝતી
દેવદાસીઓ ઢોળતી'તી રત્નચમ્મરો.
કો ચન્દન ઘસતી, કો ફૂલ પરોવતી;
બિલિપત્રોનાં ત્રિદળ વીણતી'તી કોક
ત્રિભુવનનાં ત્રણ દળ ઉખેળવાને.
સહુ હતી શીલમૂર્તિ કુમારિકાઓ,
બ્રહ્મમાર્ગની બ્રહ્મચારિણીઓ,
ને ભણતી'તી જગત્‌કલ્યાણના કલ્યાણસ્તોત્રો.
ફૂવારાની ધારાઓ સમી દિશાદિશામાં
ઉડતી'તી સદાશિવની આશિષધારાઓ.
શિવઆશિષોએ જગત થતું શિવસંકલ્પવન્તું.
યોધમંડળ કો દુર્ગદ્વારે ઉછળે

એવું યદુમંડળ ઉછળતું'તું ગર્ભદ્વારમાં.
ત્‍હાં આવી બાન્ધવબેલડી
યાદવેશ્વર કૃષ્ણબળરામની :
જાણે સૂર્ય ને ચન્દ્ર સંગાથે ઉગ્યા.
રત્નસ્તંભ સમી રત્નદીવડીઓમાં
ઝબકતી હતી દીપકજ્યોતો;
કૃષ્ણદેવની દેવજ્યોતને પધારવે
એ જ્યોતિઓમાં પ્રગટ્યો પ્રદ્યોત
ને અજવાળાં થયાં શરત્પૂર્ણિમાનાં.
દીપકદીપકની થઇ દીપમાળા.
ઋષિપુત્રોએ પૂજ્યા શ્રી હરિને;
ને શ્રી હરિએ લીધી શતજ્યોત આરતી
સ્વયંભૂ એ સાગરસ્વામીની.
ઘંટાનાદ થયો; દુંદુભિ ગર્જ્યાં;
ઝાંઝો ઝમકી; શંખ પૂરાયા;
ભૈરવશબ્દે પોકાર્યા ભેરીઘોષ;
કોકિલાનાં ને મયૂરનાં—નારી ને નરનાં
મીઠડાં ટહૂક્યાં આરતીગીત;
અને શ્રી કૃષ્ણદેવ ભણ્યા
અમૃતલોકનું સર્વકલ્યાણાષ્ટક.
વિપ્રવરોએ કીધો વેદોચ્ચાર.
સાગરે ને પૃથ્વીએ ઝીલ્યો એ
ગગનગોરમ્ભતો વૃન્દપૂજાનો મહાઘોષ;
ને ઝીલીને રેલ્યો નિજ પટવિસ્તારમાં.
કૈલાસશિખરે સમાધિયોગમાં
ધૂર્જટિએ સાંભળ્યો એ મહાશબ્દ.

આનન્દ્યા; ને આનન્દાવ્યા લોકલોકને.
આરતીના ડંકાઓ
એક જ બોલતા'તા ગીતબોલ
મંજુલ મુખડે ને પુનરુક્તિપરંપરાએ :

શિવવિષ્ણુ એક સ્વરૂપ,
અન્તર નવ ગણુશો,
કો અન્તર નવ ગણુશો. (લોકગીત)

શિવ ને વિષ્ણુનું તે તિથિએ
ગગનઘુમ્મટમાં ઉચ્ચારાયું શુદ્ધાદ્વૈત.
ધરતી સાગર ને આભ
પૂજતાં ને વધાવતાં'તાં
મહેશને ને મહેશમન્દિરને.
વસુન્ધરા ધરાવતી વિશ્વવિભૂતિઓ;
રત્નાકર ઠાલવતો રત્નજ્યોતિઓ;
સૌ ઉપર આકાશ ઢાળતું બ્રહ્મતેજ,
બ્રહ્મણ્યઝરતું ને બ્રહ્મવર્ણું.
વિશ્વનાથચરણે વહતા'તા
વિશ્વના સકલ વસુઓ.
હળધરે ધર્યું હળાયુધ;
શ્રી કૃષ્ણે ધર્યો પાંચજન્ય;
યાદવોએ ધર્યાં મસ્તકપુટો
સદાશિવનાં ચરણકમળે:
ને એમ કીધી સ્વયંભૂદેવની દેવપૂજા.
દુનિયાંએ ધારી દેવદીપ્તિ
અને દિવસ થયો અમૃતઉજ્જવળો.

હરિહરના પરિમળો ગયા દેવલોકમાં
અને આનન્દ્યાં ત્યહાં દેવદેવાંગનાઓ.
ઝાંખતા જગતે જાણ્યું કે
સૌ તેજજ્યોતિઓ છે એક તેજજ્યોતના;
બ્રહ્માંડ છે બ્રહ્મઅંબાર.
હિમાલયેથી ગંગાનાં પૂર ઉતરે
એવું ઉછળતું યદુમંડળ પછી
મહેશમન્દિરમાંથી ગયું સાગરતટમાં;
ને સાગરને કીધો સજીવન.
યાદવોએ ઢંઢોળ્યો અમ્ભોધિને;
સળકાવ્યો, ખળભળાવ્યો, ઉછળાવ્યો.
સૂતેલો સાગર જાગી ઉઠયો.
યદુમંડળ આવ્યું સંગમઘાટમાં,
સરિતસાગરને સીમાડે.
ધજાઓ ઉડતી, નિશાન ફરફરતાં,
ડંકા વાગતા, દુંદુભિ ગડગડતાં.
સાગરમાં ધરતી દ્રોળાતી'તી ત્યહાં
ખારાંમીઠાં જળવહેણોનાં
મળતાં હતાં મહાપૂર.
ત્યહાં સોરઠ ઠલવાતો'તો સાગરમાં;
ને સૌન્દર્યમૂર્તિ સોરઠિયાણીઓ
ગાતી સરવા સોરઠનાં ગીત;
જાણે જગતહંસીઓના કલબોલ.
જળની ઝરણી વહે રે લોલ.
કે ચન્દ્રની કાતળી સમ કાંઠો રે;
કે સોરઠ ઠાલવે ત્યહાં નિજ નીર:

૨૫૭ કે જળની ઝરણી વહે રે લોલ.
કે આભઅડયાં શિખરો ભવભાથે રે;
મુગટ સમો રેવતાચળ માથે રે;
૨૬૦ ગંભીરભાવ ગોરમ્ભે ત્યહાં ગીર:
૨૬૧ કે જુગની ઝરણી વહે રે લોલ.

કે નિત્યનિત્ય અન્ધારને ધોતી રે
સૂરજની છેલ્લી દેવજ્યોતિ રે
કે ઢળતી ત્રિવેણીતીર્થને તીર:
૨૬૫ કે જશની ઝરણી વહે રે લોલ.

કે સોમદેવની સાગરયાત્રા રે
કે મર્ત્યને અમૃતની માત્રા રે;
કે જાય ત્યહાં બ્રહ્મરસિયા ભડવીર;
૨૬૯ કે જયની ઝરણી વહે રે લોલ.

૨૭૦ કે સોરઠ ઠાલવે ત્યહાં નિજ નીર:
૨૭૧ કે જગની ઝરણી વહે રે લોલ.

સરિતા ઝીલતી ને વાયુ ઝીલતો
સોરઠિયાણીઓનું એ ગીત,
ને ઝીલાવતાં હતાં જનતાને.
જળમાં ઉછળતું હતું
૨૭૬ જળલહરી સમું એ ગીત.
પ્રથમ કીધાં પુણ્યદાન

કે પુણ્યે પાપ જાય પાતાળમાં.
ગૌદાન કાજે દ્વારિકાથી આણ્યાં'તાં.
૨૮૦ કામધેનુઓનાં ગોધણ.

પણ પ્રભાસવાસી બ્રહ્મમંડળે
સાંભળી'તી ઋષ્યપમાનની કાળકથા;
એટલે ન્હોતું કોઇ લેવાને ગૌદાન
ત્ય્હાં ધરતીસાગરના સંગમઆરે.
યાદવોએ રમતાં મૂકયાં એ ગૌધણને
તે ધાયાં ઉજ્જયન્તની ગિરિછાયામાં.
ત્ય્હાં ચરતાં, પાણી પીતાં, દૂધ ઝરતાં
ઝરણ સમોવડાં ઝરણીઝરણીએ.
એ દૂધઝરણીઓએ
સેજળ ભર્યો સોરઠને;
ને એ ગોદ્રહે સીંચાઇ સીંચાઇ
રેવત ફરતી વેલીઓનાં થયાં વન.
ગોદ્રહનાં થયાં ગીર;
ને ગીરવનમાં વસ્યા પછી વનરાજો.
આજે યે ત્ય્હાં વિચરે છે
જગત્‌ના વનરાજો રૈવતછાયામાં.
હરિનાં ગૌધણે પાયાં છે ગીરને.
સંગમેથી જાદવો ગયા સાગરતટમાં;
જાણે તરંગાવળ સ્હામે તરંગાવળ માંડી,
જાણે વન ઉખાડીને નવું વન રોપ્યું.
આભની કિનાર સમો
સાગરતટ હતો વિશાળ ને ઉજ્જવળો;
ને ત્ય્હાં ઉભરાયો જાદવસંઘ.
આભઉગતા તારલા ગણાય
તો ગણાય એ યદુતારલાઓ;
સાગરના તરંગ ગણાય

તો ગણાય એ યદુતરંગો.
સાગરના સાગરછોડ સમો
૩૦૯ એકએક લહરીએ ઉભો'તો જાદવજોધ.
૩૧૦ ને મંડાણી પછી યોધરમણાઓ.
યદુકુમારો ચ્હડયા'તા જોબનને ઘોડે;
ને માતાં ન્હોતાં જોબનનાં જોમ.
એમણે મધ પીધાં; પછી મધુ પીધો.
૩૧૪ એ હતો એમનો છેલ્લો આનન્દોત્સવ.
પર્વણીની ભરતી ચ્હડતી હતી
ને રસાળાને કરતી'તી રસાર્દ્ર.
સાગર સાંભળતો હતો
૩૧૮ ભાવીની પડતી પગલીઓ.
સુદર્શનસ્વામીના એ પરિવારે
૩૨૦ પ્રથમ ખેલી ચક્રરમણા.
યોજન-યોજનવા ઉડતાં ચક્રો
નાંખ્યાં સાગરપગથારે,
ને પાછાં ઝીલ્યાં સાગરઘાટે:
જાણે સન્દેશો લઇ આવ્યાં સાગરજળનો.
રથચક્રોને ઉછાળ્યાં આભમાં
ને ઝીલ્યાં અંગૂઠાની ધરીએ.
ચક્રવર્તી હતા ચક્રધારીઓ
ને વિચરતા'ના ચક્રવર્તી સમા.
૩૨૫ સૌ હતા સુદર્શનના પોતરા.
૩૩૦ પછી નાંખ્યાં બાણો
વનની વનાટવીને વીંધતાં.
તણખાઓ સમાં ઉડતાં

ને જવાળાઓ સમાં ઝૂલતાં એ બાણુ.
પત્રો છેધાં; પત્રરેખાઓ ભેદી:
મત્સ્યવેધ કીધો મત્સ્ય માંડીને.
ઉડતી પંખિણીઓને પાડી.
પાર્થનાં ખેલ્યાં પરાક્રમો.
અને પછી અભિમન્યુના મામાઓએ
ગાયો અભિમન્યુનો ચક્રાવો;
ચક્રાકારે ઘૂમી ઘૂમીને,
ને કાળને જગાડીને.
અને પછી આવી વાંસભારીઓ;
વનની કાપેલી બાહુલતાઓના જેવી.
કઇકે પાયે બાંધ્યા,
કઇકે હાથે લીધા વંશદંડ.
પાયબાંધ્યા ચ્હડયા જાણે તાડછત્રે.
તાડવનના એ તાડપતિઓ ઉડીને
હોડ ખેલતા'તા હાથીઓ શુ
માનવસરોવરની પાર જોવાની.
હાથલીધાએ માર્યા વાંસકૂદકા
ઉંડાગુંડાળમાં ઘૂમડી ઘૂમતા,
તે જઇ પડયા ખામણાં ને ખાડીપાર.
કોઇક મહાયોધે ઉલ્લંઘ્યાં
વંશછલંગે વૃક્ષરાજો ને વૃક્ષઘટાઓને.
એક છલંગે યાદવો ઓળંગી જતા
હાથીઓની ઉભી હેલારોને.
અને ખેલથાકેલાઓએ
પછી પીધી મૈરેક મદિરાઃ

જાણે ખેલનો થાક ઉતરે,
૩૬૦ એ ય છે એક જગતૂજુઠાણું.
આનન્દખેલનો એ થાક ઉતારતાં
૩૬૨ પછી ઉતાર્યો જગતનો થાક.
જોબનઉમંગીલી બાળાઓ
તરતી, કૂદતી ફરતી, રથ હાંકતી:
જાણે વીરજાયા વીરાંગનાઓ.
કોક હરિણી હતી, કોક હાથિણી હતી.
કોક હતી સુભદ્રાની સાહેલીઓ,
કોક હતી ઓખાની સહિયરો;
સહુ હતી સાગરપૂત્રીઓ·
૩૭૦ ને સાગરલહરીઓ સમી
૩૭૧ રમતી'તી સાગરલહરીઓની સંગાથે.
વૃધ્ધો ભજનો ગાતા
ને જોતા મહામારગની કેડીને.
કોક વાંસળી વાતા, શંખ પૂરતા,
બિરદાવતા જો બ ન ઘો ડી લા ને.
કોક ડમરૂ વગાડતા મહેશ્વરના,
કોક ઘોરમતા'તા રુદ્રવીણા.
સાગરને સીમાડે બેઠા હતા
આયુષ્યના એ સીમાવાસીઓ
૩૮૦ આવતાની કેંક વાટ જોતા.
સાંબ ઉછાળતો'તો આયુધો;
અનિરૂદ્ધ જોતો'તો હરમન્દિરના ઝરૂખા;
માંડયે નેણે બળભદ્ર નિરખા'તા
સાગરમાં સમાતી સરિતઝરણીઓ;

અનિમિષ આંખડલીએ કૃષ્ણદેવ
જોતા'તા આભમાં જતો અગમપન્થ.
પ્રારબ્ધ ત્હાં રમતું'તું પ્રારબ્ધ શું.
તરણીતરણની શરતો ખેલાઇ.
પાટડાઓ નાંખ્યા પાણીમાં
ને તરાવ્યા જળઘોડા સરિખડા.
એકે કહ્યું જોઇ આવું સાગરનો પાર.
બીજા જાદવજોધે કહ્યું :
હળથી ગંગાને વાળી'તી હલાયુધે :
હું આકર્ષી લાવું ગંગાનાં પૂર
પ્રભાસદ્વારિકાના સાગરઆરે
કે નિત્યનિત્યે ન્હવરાવે જ્યોતિર્દૈવને.
દિશાદિશામાં ગાજતો'તો જાદવહુંકાર
ને વાગતાં'તાં મૈરેયકનાં રણશીંગડાં.
યાદવો ન્હોતરતા'તા કાળને.
એક દિશે ખેલાતી'તી કુસ્તી;
ગદાઓ વીંઝાતી; દંડ ઉછળાતા.
બીજી દિશે ખેલાતો'તો રથચક્ર ગેડીદડો,
અશ્વો થનગનતા; ધોરી ધસમસતા;
રથનાં ઝમઝમતાં ચક્રઝાંઝરો;
ને ધજાપતાકાઓ ધાતી દિશાદિશામાં.
પંચતત્વ સમા પાંચપાંચ દડા ઉછાળતો
એક રચતો હતો કન્દુકમાળા
વણપ્રોયા કે વણબાંધ્યા ત્રિગુણત્રાગડે.
જાદવકુળ રમણે ચ્હડયું હતું.
સહુ ઝૂલતા'તા જોબનહિન્ડોળે.

જગત જ છે જોબનકુંજ;
જોબન જેવું જયરંગીલું
ને જોબન જેવું ક્ષણુઆથમતું.
પછી સાગરપટમાં
અમાસના મધ્યાહ્‌ને ઉગી પૂર્ણિમા:
ચન્દ્રમાવિહોણી ચન્દની.
કોકનાં સ્મરણોને સાંભર્યાં
વૃન્દાવન ને બંસીબટનો ઘાટ;
ને જગતસોહામણી એ શરત્પૂર્ણિમા;
એટલે મંડાયો કૃષ્ણગોપીનો રાસ
રસથી જગતભીંજવતો.
સુભદ્રાઓ ને ગાંડીવધન્વાઓ
નયનોમાં નયનો ઢાળતાં,
વિટપો શાં અંગ વીંઝતાં,
પરસ્પરનાં હૈયાં વાંચતાં.
અંગોના એ સૌન્દર્યહિન્ડોળમાં
રાસરસિકોના ઉછળતા'તા આત્માઓ.
નયનઅદ્ભુત એ નિરખી નિરખી
કૃષ્ણદેવને જાગ્યાં નીંદરતાં સ્મરણો;
અને આયુષ્યની છેલ્લી તિથિઓમાં
સાંભરી વૃન્દાવનની વિભૂતિઓ.
જમના ન્હોતી, સાગર હતો આ;
ન્હોતો આ વનનો બંસીબોલ,
આ તો ઘોરમતો'તો અમ્ભોધિઘોષ
પર્વણીની ચ્હડતી ભરતીનો;
ભવ્ય, ભયંકર, કાળમુખો.

જાગેલાં સ્વપ્નાં શમી ગયાં
૪૩૮ જગતના એ સ્વપ્નસ્વામીનાં યે.
ગ્રહણ ઘેરાતું હતું.
૪૪૦ મધ્યાહ્નનનાં ચ્હડતાં'તાં મોજાંઓ.
પણ સૂર્યને અડકી ન્હોતી હજી
અન્ધારકાળી ચન્દ્રમાની કોર.
દુનિયાં ઝાંખી પણ ઉજળી હતી.
૪૪૪ અન્ધકાર હજી યે આઘે હતો.
૪૪૫ મૈયેરકનાં રણશીંગડાં ધૂમતાં હતાં.
પછી આવી બૃહન્નલાઓ
જળને જળથાળે નાચવાને;
જાણે જળની અપ્સરાઓ આવી.
એ હતો નટરાજોનો નટસ્વાંગ
૪૫૦ જગત્નર્તકી તારિકાએ સજાવેલો.
જોબનમદમાતા યદુકુમારોએ ધાર્યાં'તાં
ચણિયો ચોળી ને ચુન્દડી,
ને સજ્યાં'તાં મોહિનીરૂપ
જગતને જીતવાને.
જગત્જેતાઓને પછી જીતી ગયું જગત.
વેલી સમા વાળતી અંગહિન્ડોળ,
ને ભાલા સમા ફેંકતી નયનકટાક્ષો.
સૌન્દર્ય જોબન ને લાવણ્યના
વહતાં'તાં ત્‍હાં ત્રિવેણીનાં પૂર.
૪૬૦ જાદવજગત ઝોલે ચ્હડયું હતું;
૪૬૧ નૃત્ય નચાવતું'તું દુનિયાંને.
ત્‍હાં પડ્યો તણખો—

જગતઝાળનો સ્ફુલિંગ.
એ હતો અગમ્યનો અંગારો.
નિર્માણ ત્હારે નીતરતાં હતાં.
શું થયું તે છે દેવપોથીમાં.
વા તો સાગરે હોડકાં અથડાયાં;
વા તો બાણે પરોવ્યું બાણને;
વા તો ચક્રે ઉચ્છેદ્યું ચક્રને;
વા તો ગદા પછડાઇ ગદા શું:
ઘોરમુખું ઘૂવડ બોલ્યું
કે સમળે પાડી ચીચિયારી:
પણ તણખો પડ્યો માનવમહાવનમાં.
કોકે પાલવ ખેંચ્યો બૃહન્નલાનો
ને માથેથી ખસી મંથાવટી:
કોકે ટીંખળ કીધું કે 'વાદળી ખસી,
પણ સામળો પ્રગટ્યો ચન્દ્રમા.'
મયૂરનૃત્ય નાચતી બૃહન્નલાએ
ફગોટી દીધો એ નારીવેશ;
—નરથી નાર થવાય છે કંઇ?
નર્તકીનો થયો નરનાથ;
ને વજ્રમુષ્ટિ મારી નાસિકાઅગ્રે
એ બિભત્સરસના ખેલૈયાને.
ભાગ્યકુંકુમને રંગે રંગેલી
ત્હાંથી ફૂટી શોણિતધારા.
ને લોહી ચાખી વાઘ વિફરે,
એમ શોણિત નિહાળીને
શોણિતતરસ્યા ઉછળ્યા જાદવવ્યાઘ્રો.

૪૮૯ તણખો પડયો યદુમંડળે.
૪૯૦ ટીંખળમાંથી ખર્યો તણખો;
ને તણખાનો થયો ભડકો.
ભડકાએ સળગાવ્યો ડુંગરદવ;
ને ડુંગરદવમાંથી પ્રગટયો વનદવ.
૪૯૪ એમ સળગ્યાં જાદવોનાં વન.
સાગરને ને સાગરવાસીઓને પ્રજાળતી
૪૯૬ એ હતી વડવાનળની ઝાળ.
મૈયેરક પીધો હતો.
પછી પીધા મનઉભરાતા
મહાસંહારના મૈયેરકના ઘૂંટ;
૫૦૦ ને યાદવો થયા યમના યોધરાજો.
૫૦૧ યદુવંશે એડું યમચોઘડિયું.
ચન્દ્રની કોર અડકી સૂર્યને,
અન્ધારઘેરી ને કાજળકાળી,
કે આયુધો ઉછળ્યાં સાગરકાંઠે.
ક્રીડાંગણ થયું સમરાંગણ
ને ખેલસાજ થયો સંહારસાજ.
અમાસના મધ્યાહ્નને પડી અમાસરાત્રિ.
સાગરકાંઠો સળગી ઉઠયો.
મહાજળમાં પ્રગટી વડવાનળની ઝાળ.
૫૧૦ અબ્રહ્મણ્યનાં ભભૂકી ઉઠયાં પાપ.
યક્ષણીઓ ગાતી'તી એનાં ગીત
રેવતાચળના શિખરશિખરે બેસીને.
૫૧૩ રેવત જોતો'તો સાગરરમણા.

સંસારિયાની વડવાનળની ઝાળ;
વડવાનળની ઝાળ;
વડવાનળની ઝાળ,
૫૧૭ સંસારિયાની વડવાનળની ઝાળ.

ઝબૂકે—ઝબૂકે ને હોલવાયે
વિધિલોચન શી કરાળ:
૫૨૦ સંસારિયાની વડવાનળની ઝાળ.

વિરાટનો વડો જળઅંગારો;
દહે દિગ્ અને દિગ્પાળ:
૫૨૩ સંસારિયાની વડવાનળની ઝાળ.

નથી વીજળી, નથી ભૂતભૂતાવળ;
વડવાનળની એ ઝાળ:
સંસારિયાની વડવાનળની ઝાળ.
૫૨૭ સંસારિયાની—

કૃષ્ણાજ્ઞાઓ ન્હોતી પાળી યદુસંઘે.
હરિબોલ ઉથાપીને, શસ્ત્રો સજીને,
૫૩૦ યદુસંઘ આવ્યો'તો તીર્થક્ષેત્રમાં,
ને છેડ્યો'તો મૃત્યુમુખા મહાસાગરને;
એટલે સળગ્યાં'તાં યદુવનો.
૫૩૩ સાગર છંછેડાયો ને કોપ્યો.
પ્હેલ્લો પડ્યો છોગાળો સાંબ
—ઋષિવરોનો આનન્દતો ઉપહાસક.
એને પરોવ્યો ઉડતા બાણે:
જાણે અબ્રહ્મણ્યનું પાતક વીંધાયું.

અને પછી પડયાં નક્ષત્ર ને તારિકા;
નવનાટકનાં યોગન્ધર ને યોગન્ધરા.
એમણે શિખવ્યા'તા નરને નારીસ્વાંગ,
ને નારીને નરસ્વાંગ:
કલાના નામે કલાના વ્યભિચારો.
એમને ઉચ્છેદ્યાં યદુચક્રોએ
અને રગદોળ્યાં રેતીઢગમાં.
ત્હાં પડયા છે એ પત્થરના પાળિયા.
કાળમીંઢની શિલામાંથી કોતરેલી,
નિર્માણના વજ્રદંડ સમી,
અનિરૂદ્ધને વાગી ગદા.
ગ્રહણ ઘેરતું હતું યદુગૌરવને.
આંબાડાળો આંબાડાળો શું અથડાય
એમ જાદવો અથડાયા જાદવો શું,
ને ખરી પડી મસ્તકપુટની આંબાસાખો.
પાનખરમાં પાંદડાં ખરે
એવા ખરતા'તા યદુકુમારો:
જાણે મમરા પડયા કાળદંષ્ટ્રાઓમાં.
જોબનને ભરખતો'તો વડવાનળ.
યદુવંશનું વેડાતું'તું મહાવન.
એક થડચ્હડેલી વેલીઓ,
અન્યોઽન્ય શું અફળાઇ પછડાઈ,
ખેરવતી હતી પ્રફુલ્લેલાં ફૂલડાંઓને.
સૂર્ય મ્હોં સન્તાડતો હતો
ને ચન્દ્રે ફેરવી'તી પીઠ;
ચન્દ્રને ન્હોતો નિરખવો એ કુળસંહાર.

ક્ષણે ક્ષણે જામતું જતું'તું ગ્રહણ—
આકાશમાં તેમ જ ધરતીપાટે.
કિરણોએ કાપ્યાં કિરણોને,
ને કળીઓએ વેડી કળીઓને.
યદુકુળ સળગી ગયું જગતઝાળમાં.
મહારથી સાત્યકિ
કૃષ્ણપાર્શ્વે ઉભો હતો વીરત્વજ્યોત.
સાત્યકિએ જોયું હતું કુરુક્ષેત્ર;
સાંભળ્યાં હતાં ગીતા ને શાન્તિપર્વ:
નિરખી હતી પિતામહની બાણશય્યા;
નિહાળી હતી વંશોની નિર્વંશતા.
સાત્યકિએ કહ્યું કૃષ્ણદેવને:
સાત્યકિબોલ હતો ઇતિહાસબોલ.
'મહારાજ! કુરુક્ષેત્ર હતું સુજનતાણું.
માઝા હતી; માનવતા હતી;
સંયમ હતો સંહારમાં યે.
પાંડવો પાળતા'તા ભીષ્મમર્યાદ.
ક્ષત્રીયત્વ ખેલતું'તું કુરુક્ષેત્રે.
એ વીરતા હતી; આ છે ઘેલછા.'
'સાત્યકિ! સાંભળ્યો'તો પૃથ્વીપોકાર?
—બ્રહ્માંડફોડતો ને બ્રહ્મને ઢંઢોળતો?
ન્હોતો સહેવાતો જાદવભાર
તે ધરતી ઢોળાતી'તી સાગરમાં.'
કૃષ્ણદેવે ભાખ્યો ભૂતકાળને.
ભારેલા ભૂતકાળમાંથી જન્મે છે
—ભૂતકાળના અવિચળ હિમાદ્રિમાંથી—

વર્તમાનની બ્રહ્મપુત્રા
ને ભવિષ્યની ભાગીરથી.
ગંગાનાં વ્હેણ કોણે અવરોધ્યાં
કે નિર્માણનાં વ્હેણ અવરોધાય ?
હજી તો બોલ શમ્યો નથી
ત્હાં આવ્યું અદ્ધરથી ઉડતું
સુદર્શન ચક્રનું બાલસન્તાન;
ને કુરુક્ષેત્ર તરી ઉતરેલો યોધરાજ
ડૂબ્યો પ્રભાસની જાદવાસ્થળીમાં.
સાત્યકિ પડયો.
સાગરમાંથી આવ્યા સાગરતારાઓ;
ને લાવ્યા સાગરતટની એરકા.
એ શર ન્હોતાં, ચાપદંડ હતા.
એ એરકા ન્હોતું સાગરઘાસ,
મુસળના કણ-કણ ત્હાં
થયા હતા સાગરસોટા.
એરકાનાં હતાં લોહવાંસ ને વજ્રવેલો;
વાગે એમનાં મસ્તક ફોડે.
ઝપાટયા, પ્રહાર્યા, સંહાર્યા
સાગરતારાઓએ પૃથ્વીપ્રવાસીઓને;
અને પછી પડયા પોતે
પરસ્પર શબની શિલાઓ થઇને.
સાગરતટમાં વેરાયા શબના વેલાઓ.
સંહારનાં અસ્ત્રશસ્ત્ર ખૂટયે
યાદવયોદ્ધા ગયા એરકાવનમાં,
ને ભરી લાવ્યા એરકાના ભારા.

સાગરે આપી સંહારસામગ્રી.
એ એરકા હતી મૂર્તિમન્ત ઋષિશાપ.
મુસળચૂર્ણનાં ઉગ્યાં'તાં અણુપરમાણુઓ
અને જામ્યાં હતાં એરકાવન.
૬૨૦ સાગરકાંઠાની શાપએરકાએ પછી
૬૨૧ સંહાર્યો છપ્પનકોટી યાદવસંઘને.
એ મધ્યાહ્ને હતો
વિશ્વચક્રમાં ·ત્રિચક્રાવલિનો વેધ.
પૃથ્વી ચન્દ્ર ને સૂર્ય
ઉભાં'તાં નિજનિજને ઝરૂખે;
એકદૃષ્ટ ને પરસ્પરને નિહાળતાં.
વિધિ એમને પરોવતો'તો ભાગ્યદોરે,
ને તેજ થતાં'તાં નિસ્તેજ.
૬૨૯ એમ મધ્યાહ્ને ઉતરતો'તો અન્ધકાર.
૬૩૦ જગત છે અદ્ભુતોનું મહાવન.
મૈરેક પીધો હતો;
ને બાળીપ્રજાળી હતી
મેધાવીઓએ નિજ મેધાને.
પણ મૈરેકઅધિકી મદાન્ધતા,
મદાન્ધતાઅધિકો ગર્વઉછાળો,
ગર્વઅધિકો વિજયવંઠાડ:
એમણે ફોડયાં'તાં યદુચક્ષુઓને
ને સ્થાપ્યો'તો જગતૂઅન્ધાપો.
૬૩૯ જાદવો થયા'તા ત્હારે જગતૂઆંધળા.
૬૪૦ તીર્થમાં જાદવોએ જાણે
૬૪૧ ડુંગર સળગાવ્યો'તો માનવતાનો.

એરકાએ વાળ્યો કચ્ચરઘાણ:
હોળાયાનું વાળ્યું વર્તુળ.
પ્રદ્યુમ્નકુમારને પડતો દીઠો
કૃષ્ણદેવની વિશ્વઘૂમતી આંખડલીએ;
ને કૃષ્ણદેવ ધાયા ઉછળતી યદુભરતીમાં.
મોજાંઓ મોજાંઓ શું પછડાય—
—ભાગે, ફૂંફાડે, ફીણ ઉછાળે—
એવા પછડાતા'તા યાદવવીરો.
ભેખડોમાં પૂર પેસે એમ
કૃષ્ણદેવ પેઠા જાદવપાળોમાં,
ને ઉભા વચ્ચે—જાણે ખડક ઉભો.
કૃષ્ણદેવે પાડી જગહાકલ,
જે ગગનમંડળે સાંભળતું.
એ હાકલે કુરુક્ષેત્ર ડોલતું,
એ હાકલે સાગર થંભતો.
જાદવકુમારોને આજે ચ્હડી હતી
આજ્ઞાઉલ્લંઘનની મદાન્ધતા.
એ જગહાકલ આજે પડી
બ્હેરા કાને ને આંધળી આંખે.
ક્ષણ—અધક્ષણ વીતી ત્ય્હાં તો
ગદાઓ ઘૂમી ને વીંઝાયા એરકાદંડ:
થડની ઘટા ઘેરે થડને
એમ યાદવસંઘે ઘેર્યા યદુરાયને.
બાળભદ્રે દીઠું આઘેથી
યાદવકુળનું એ ઘોર પાતક
પૂજ્યને અપૂજ્યઅધિકા અવમાનવાનું,

ને ધાયા વીરની વ્હારે.
સાગરકાંઠો બાંધે સાગરને,
૬૭૦ એમ શિલાઓ સમા યાદવયોધરાજો
બળભદ્રને ઘેરી ઉભા પરિધપાશમાં.
જાણે ગિરિવર ફરતી ઉભી ટેકરીઓ.
એમ ઘેરાયા આભના થંભ,
૬૭૪ એમ ઘેરાયા યદુકુળના કુળપ્રવરો.
૬૭૫ ગદ ઘેરાતો હતો.
એ મધ્યાહ્નને સાગર તટમાં
સંહાર સંહારતો હતો સંહારને,
ને ધુરંધરો ઢળતા'તા ધરતીખોળે.
ડાબા હાથને કાપતો જમણો હાથ
૬૮૦ ને જમણા નયનને ઘ્રચ્છેદતું'તું ડાબું નયન.
એમ ખેલાતું'તું ત્હાં ખગ્રાસગ્રહણ.
૬૮૨ કાળયોગ હતો સંહારનો.
કારમી ઘડી વાંચી
ને બળભદ્રે વિચાર્યું સૌનું ભદ્ર.
પાથર્યા સાગરને નિહાળ્યો;
પથરાતી પૃથ્વીને નિરખી;
ને પૃથ્વીને પૂછ્યું નેત્રપલ્લવીએ.
પછી જોયું અગાધ જળમાં.
નિર્માણને ન્હોતર્યું ને નિર્ધારને નિધાર્યો.
૬૯૦ એક જ ઉચ્ચાર્યો શબ્દ
'સ્હામે પાર;' ને સંચર્યા :
૬૯૨ જાણે ચન્દ્ર ચાલ્યો વાદળીઓમાં.
દિશાદિશાની હાથેળીમાં

ખેલાતો હતો યદુસંહાર.
યદુમસ્તકો વધાવતાં'તાં દિશામંડળને.
ઉપર હતો અન્ધારચન્દરવો;
નીચે હતું સંહારધમસાણ;
ફરતી રમાતી'તી એરકાની રમઝટ.
એ દિન હતો, પણ રાત્રિ જેવો.
દિવસ ને રજની વચમાંની
એ હતી અમાનુષી કો સન્ધિકા.
ઝળઝળું ઝળકતું હતું જગતમાં.
    જલઅંજલિ મસ્તકે વધાવી
ને બળભદ્રે કીધો સાગરપ્રવેશ.
મહાજળે આપ્યો માર્ગ કૃષ્ણવીરને.
લહેરાતી લહરીઓને ઝીલી,
ઉછળતાં મોજાંઓને આવર્યાં,
તરી ઉતર્યા મહાતરંગોને:
જગતૂજળના જાણે મહાતારા.
ને પછી ચાલ્યા—ચાલ્યા—ચાલ્યા
—ન ચલાય ત્ય્હાં ચાલ્યા—
તરંગતરતી તરણી સમા,
ભરદરિયાવનાં જળવનો જોવાને.
આભના પડછાયા સમો
અગમ્યભાવ પથરાતો હતો મહાસાગરે.
શ્વેતજ્યોત દેવવિમાન સમા
મંહી વહતા હતા બળરામ:
જાણે જળધૂમતું જહાજ.
ચાપવિશાળા વ્હામ ભરી—ભરીને,

ઉછળતા ધનુષ્ય પેરે
માપતા હતા સાગરપટને.
શઢ વીંધતો'તો જળપગથારને.
ઉરવાસી વસ્તુ કો શોધવાને,
આયુષ્યમાં ખોયેલું કો પામવાને,
પુરુષાર્થના પરાક્રમ કો ખેડવાને
સ્હામી છાતીએ ગયા સાગરસ્હામે;
ને ગયા—ગયા—અગમ્યને પન્થે ગયા:
જાણે સાગરદેવ ગયા સાગરમાં.
મુદ્રા હતી મહારુદ્રની;
જંગની, જયની, ખડકની:
જાણે હિમાલયનું શિખર.
મોર પીંછાં ઉતારે એમ—
સૂર્ય કિરણાવલિ ઉતારે,
બિમ્બ ડૂબે, બિમ્બછાયા ડૂબે,
ધીરે ધીરે ને જગગંભીરતાથી,
એમ બળભદ્ર ગયા જળપાછળ.
પેખાતી કિરણાવળે કરમાણી.
દસેરાએ ક્ષત્રિય સીમોલ્લંઘન કરે
એમ ઉલ્લંઘી ક્ષિતિજપાળને,
ને બળભદ્ર સમાયા સાગરહૈયામાં.
    કુરુક્ષેત્ર આવતું નિહાળીને
તીર્થયાત્રાએ સિધાવ્યા'તા હલાયુધ;
પાંડવોને કૃષ્ણ અર્પીને,
કૌરવોને યદુસેના સોંપીને:
ત્હારે બળભદ્રની હતી જે મુદ્રા,

એજ મુદ્રાએ કીધો સાગરવાસ.
બળભદ્રે આશ્રમ માંડ્યો જલધિજલમાં.
કાળ કહે છે કે કૃષ્ણબન્ધુ ગયા
સાગરની સ્હામી પાર શોધવાને.
        તરતાં આવડે તો તો
જાહ્નવી સમું જગત છે મોક્ષદ્વાર :
પીતાં આવડે તો તો
સાગરમાં જ છે અમૃતવીરડી.
જલધિમાંથી પ્રગટીપ્રકાશીને
ચારુમૂર્તિ ચન્દ્ર બેઠો છે
ચન્દ્રમૌલીશ્વરને લલાટ દેશે.
        પ્હણે ખેલાતો હતો કુળસંહાર,
યદુકુળનું મહાનિકન્દન.
પછી ઇન્ધણાં બળી રહ્યે
હોલવાયો ભડભડતો મહાઅગ્નિ.
        એમ ઉતર્યો ઋષિવરોનો શાપ;
ને એમ શમ્યાં અબ્રહ્મણ્યનાં પાપ.
માનવી ! વાવીશ એ ઉગશે.
        કૃષ્ણદેવ એમ ઉજવતા હતા
નિજ સર્વમેધ યજ્ઞ.



ને પછી બ્રહ્મે કીધું બ્રહ્માર્પણ.
પૃથ્વીની ભમ્મર સમો
સાગરકાંઠો હતો ભારેખમ.
અને ભાગ્યદેશની રેખાઓ સમા
સાગરમાં રમતા'તા સાગરમોજ
ને ઉચ્ચરતા'તા અમાનુષી વાણ.
સાગર એ સ્હમજતો ને દેવો સ્હમજતા.
પૃથ્વી ત્યહાં વાંચતી નિજ ભાગ્યલેખો.
એ જગબિહામણા કાંઠા નીચે
હતું મધુરા જળભર્યું સરોવર;
જાણે ધરિત્રીનું નમણું નયન.
એ આંખે પૃથ્વી વાંચતી'તી આભ.
પાંપણો પડે ને ઉપડે
એવી પડતી–ઉપડતી'તી જળલહરીઓ,
અને વિસ્તરતી'તી મધુરપના પરાગ.
મીઠડી ને મનોહર હતી
જળબોલની એ મંજુલતા.
કમનીય કલહંસથી યે
મધુરવા હતા એ કલબોલ.
જળમાં હતી પોયણાંની વેલો :
જાણે નયનમાં ટશરો ફૂટી.
હરિયાળી ઢોળાતી ત્યહાં સાગરમાં;
જાણે લીલમંકાર મૂકી
શ્યામીશામળી એ સાગરપાળને.
મેઘ ઉતરતા ત્યહાં પાણી ભરવાને;
વાદળ ઉતરતાં ત્યહાં સમાવાને.

સરોવરપાળે હતો પારસપીપળો;
વડલા જેવડો ને ઘટાવિશાળો.
ઘટામાં હતા પંખેરૂના વાસઃ
૩૦ સ્હાંજે આવે ને સ્હવારે ઉડી જાય.
પલ્લવઝૂમખાંઓ હતાં સચેત;
લોલકલ્લોલની આનન્દવાણે
ઉડતાં'તાં મહીં પંખીબાળ.
પિપ્પલશિખરની હરિયાળીમાં આજ
ટહુકારતો'તો કળાયેલ મોરલો,
ને કેકા નાંખી ભરતો'તો ગગનમંડળને.
અન્તરિક્ષમાં ઘૂમતા'તા એ મયૂરબોલઃ
૩૮ જાણે જગત્‌સૌરભોની ધારાઓ.
૩૯ એ મોરલો શું કહેતો હતો ?
૪૦ કે મહાયોગનો ઉગતો'તો અવસર.
ભવિષ્યભારે પગલીએ
આવન્તા કાળયોગની
વિશ્વ જોતું'તું વાટ
અનિમિષ આંખડીએ.
પ્રલયનો પ્રહર બોલતો હતો;
૪૬ યમની ઘડી વાગતી હતી.
વાયુમાં ડોલતાં'તાં તેજ;
ને તેજમાં હતો સાગરજળનો ભાર.
પ્રશાન્ત સુષુપ્ત વાતાવરણમાં
૫૦ વહતી'તી ગહનતાની નદીઓ,
અને ઉચ્ચરતી'તી ગહનતાના ઉચ્ચાર.
યોગ હતો દૈવયોગનો.

કાલે માનવમેદનીના વંટોળ ધૂઘવતા,
આજે ત્હાં ઢોળાતો'તો સૂનકાર;
૫૫ ને સૂનકારમાં ગાજતું'તું મહામૃત્યુ.
ચોમેર પઠી હતી
સૂનકારની ગહનતા;
૫૮ અલૌકિક અને અગોચર.
ગહરા—સાગરગહરા
૬૦ હતા સૂનકારના મહાઘોષ;
આકાશભીતરની શાન્તિ સમા.
ગેબ બોલતી'તી ગંભીરનાદે.
૬૩ દેવો સાંભળતા સૂનકારની ગર્જના.
૬૪ સાધુ હો ! સુણો હરિની ગિર્વાણ.
સૂનકાર બોલે મૌનની બોલી,
બોલે મૌન નિર્માણ;
બોલે-બોલે એ મૌનના મુખથી
નિર્ગળે મૃત્યુ અને નિર્વાણ :
૬૯ સાધુ હો ! સુણો હરિની ગિર્વાણ.
૭૦ હદબેહદમાં આભ એ બોલે,
બોલે છે શશિયર ભાણ;
પ્રકૃતિપ્રાણની એ સમાધિભાષા,
મૌન તો પરબ્રહ્મની વાણ :
સાધુ હો ! સુણો હરિની ગિર્વાણ.
૭૫ સાધુ હો ! સુણો હરિની—
પરબ્રહ્મના બોલની ભાષા છે મૌનની;
ને સાધુસન્તો સાંભળે છે
૭૮ પરબ્રહ્મની એ બ્રહ્મગિર્વાણ.

નતમુખ ઢળતી'તી ઘટાઓ;
ને ઘટાઓના ઘેર વચ્ચે
આભવર્ણું ડોલતુંતું સરોવર.
સરોવર હતું જળસોહામણું.
સરોવરના પાથર્યા પિપ્પલઘાટે
થડના થંભને અઢેળીને
બેઠા હતા એકલવિહારી શ્રી હરિ;
યોગપ્રભાની પ્રતિમા સમા.
પૃથ્વીએ પાથર્યો'તો ગાલીચો
ને વેર્યાં'તાં તેજચાંદરણાંનાં ફૂલડાં.
એ તેજફૂલડાં મધ્યે હતા શ્રી હરિ.
ચોમેર ઝંકારતા'તા મૃત્યના પડઘા :
ગઇ કાલનો બોલતા'તા યદુસંહાર.
ભવના સંભળાતા'તા ભણકારા.
દિગ્મંડળને નિહાળતા,
વિશ્વવિરાટને અવલોકતા,
વિરાજ્યા હતા વિશ્વંભરનાથ:
વિજનતામાં વસતી એક જનતા,
મૃત્યુઢગલાઓ વચ્ચેના એક અમર્ત્ય,
કાળગુફામાંના એક કાળસ્વામી.
પરબ્રહ્મ હતા બ્રહ્મસમાધિમાં.
એ હતો યોગેશ્વરનો ચિન્તનયોગ
નિજના સર્વમેધ યજ્ઞનો.
છેલ્લો હતો પૃથ્વીનો પુણ્યપ્રહર;
છેલ્લી હતી આયુષ્યની એ તિથિ.
ન્હોતી ત્હાં વૃન્દાવનની સુન્દરતા;

ન્હોતી ત્ય્હાં કુરુક્ષેત્રની ભવ્યતા;
ત્ય્હાં તો હતી ગેબની ગહનતા:
અગોચર ને યોગમાયાવી.
સૃષ્ટિની વિવિધતા સરજી ત્ય્હારે
ગોરમ્ભાઇ હતી જે યોગસમાધિ,
ડોલતીઝૂલતી પિપ્પલછાયામાં
આજે હતો એ યોગસમાધિનો ગોરમ્ભો.
તેજતેજ પ્રસ્ફુરતી હતી
સરોવરપાળની એ કૃષ્ણમૂર્તિ:
જાણે સૂર્યોનું સત્ત્વ,
જાણે ચન્દ્રોનું અમૃત.
શ્રી હરિ શું ચિન્તવતા હતા ?
પાંદડે–પાંદડે ને પલ્લવે પલ્લવે
લટકતાં'તાં દેવઆયુધો;
રોમરોમમાંથી ફૂટતી'તી તેજકિરણાવલિ;
નયનો નિરખતાં'તાં અગમ્યની પાર.
હરિહિન્ડોળે ચ્હડયા હતા
સૃજનપ્રલયની યોગસમાધિને.
બે કાળયોગે પ્રકાશે છે એ યોગસ્વરૂપ:
એક સૃષ્ટિના સૃજનકાળે,
એક બ્રહ્માંડના પ્રલયકાળે.
એ સ્વરૂપ પ્રકાશતું'તું આજ
સરોવરપાળની પીપળછાયામાં.
કૃષ્ણદેવને ઘેરી પડય!'તાં બ્રહ્મનિર્માણ.
મનુબાળ જન્મે છે ત્ય્હારે,
ને મનુબાળ પીએ છે અમૃત ત્ય્હારે

આભ ઉઘાડે છે નિજ દુર્ગદ્વાર
ને દાખવે છે હૈયાવાસી ગહનતા.
એ દુર્ગદ્વાર ઉઘડતાં'તાં આજ.
જન્મ ને મૃત્યુ છે
ગગનપ્રાસાદના એ ઝરૂખા.
સરોવરલહરી ડોલતી
એવાં ડોલતાં'તાં નયનો કૃષ્ણદેવનાં.
પાંપણો ડોલતી'તી પીપળઘટા સમી;
સાગરમોજ સમા ડોલતા'તા હૈયાભાવ.
એમ ભવ ડોલતો.
ને ભગવાન ડોલતા.
હરિવર ચ્હડયા હતા
સૃજનપ્રલયને હિન્ડોળે.
આગમ સંકેલાવાંનાં હતાં આજ.
કાલે ઉછળતી'તી માનવમેદની,
આજે ત્હાં ગાજતો'તો સૂનકાર;
સભર ભરેલો ને પડઘા પાડતો.
કાલે વીંઝાતા'તા એરકાના વજ્રદંડો,
આજે પડતી'તી ત્હાં પવનપગલીઓ;
અણદીઠી અને અણઓળખાતી.
કાલે સંહારના ગાજતા'તા પડછન્દ,
આજે ભમતા ત્હાં ભૂતકાળના ભણકાર;
પૃથ્વીપોકારતા ને મહાઘોષ.
કાલે હતી બળભદ્રની બાન્ધવએલડી;
એ બળભદ્રે કીધો'તો સાગરવાસ
ક્ષિતિજપાળની જળગુફાઓમાં.

એમ ખેલાઇ રહ્યો યદુસંહાર;
એમ શમી યદુવંશની મહાચિંતા.
દ્વારિકા જવું ન્હોતું;
૧૫૦ હસ્તિનાપુરે સંચરવું ન્હોતું;
દિશાઓનાં ભીડાયાં'તાં બાર.
ત્હારે હરિવર જાય ક્ય્હાં ?
ત્હારે કિયા ઉઘાડવા આભના દરવાજા ?
ને કિયો ગ્રેહવો દિશામાર્ગ ?
૧૫૫ દિશાઓ થઇ'તી એકદોર.
કૃષ્ણદેવ પૂછતા'તા મહાકાળને
૧૫૭ કે 'સરજું ?' કે 'સંકેલું ?'
કૃષ્ણદેવે માંડયો'તો સર્વમેધ યજ્ઞ;
ને મંહી હોમતા'તા પોતાને ય તે.
૧૭૦ કૃષ્ણચન્દને એક જ હતી ઉઘાડી વાટ
૧૭૧ સ્વર્ગારોહણની.
પિપ્પલઘટા દેતી'તી
એ મહાપ્રશ્નનો મહાઉત્તર;
પણ ગહનતાની ગિર્વાણમાં.
ઘટા સ્હમજતી ને શ્રી હરિ સ્હમજતા
ગૂઢારથના એ સંકેતસન્દેશ,
૧૭૭ મહાનિર્માણના એ મન્ત્રોચ્ચાર.
વનઘટાઓ ધૂણતી'તી—
ઘેરી, ઘેરતી, ને ગોરમ્ભાતી.
૧૮૦ ડાળીએ ડાળીએ બેઠી'તી જોગણીઓ
ને વાંચતી'તી સરોવરલહરીના લેખ.
૧૮૨ જોગણીઓ કહેતી 'અવધ આવી છે.'

પછી ઉઠ્યા કૃષ્ણદેવ.
પલવટ સંકોર્યો, સરોવરતીરે પધાર્યા;
આચમન લીધું; સ્વસ્થ થયા;
અને પૃથ્વી સમા ઉભા અડોલ:
જાણે વિશ્વઅશ્વત્થનું થડિયું.
સન્મુખની નિહાળી ઉજ્જયન્તની શિખા;
પાછળનો નિહાળ્યો સાગરપગથાર;
ઉપર જોયું અનન્તમાં.
થૂંટ્યું, ઘોળ્યું, પીધું બ્રહ્માંડને.
ને પછી વળ્યા જળઆરેથી
કો મહાનિર્ધાર નિર્ધારીને.
એ હતો મહાનિર્માણનો સારોધ્ધાર.
ક્ષણેક કાંઠે ઉભા તે જાણે
સરોવરનાં સાક્ષાત્ ઉંડાણ ઉભાં;
ક્ષણેક કાંઠે ઉભા ને જાણે
રેવતાચળ થયો હિમાલય;
ક્ષણેક કાંઠે ઉભા તે જાણે
આભનો ઉભો આધાર.
દેવતુલસીની મંજરીઓ ઝૂલતી'તી
ઉરમાળામાં ને મુગટપરિઘે.
સૂરજને પગલે, મેઘની મુદ્રાએ,
આભના અવનીપરા હૈયાભાવે,
લોકલોકને દૃષ્ટિદોરમાં પરોવીને
પધાર્યા હરિ પિપ્પલછાયામાં.
પૃથ્વીઇતિહાસનો એ હતો
અલૌકિક અવસરયોગ.

કૃષ્ણજીવનમાં ત્ય્હારે બેઠો નવો યુગ.
૨૧૦ એ હતો મહંકાળનો નિર્ધાર.
નિર્ધાર કીધો કૃષ્ણદેવે
૨૧૨ કે પૃથ્વી રહેશે, પોતે જશે
પછી અશ્વત્થસ્તંભને
અઢેળીને બેઠા એ ક્ષણે
ચ્હડયો મહાનિર્ધારનો થાક.
દિશામંડળને સૂનું-સૂનું દેખીને
ઢળી પડયા ઢગલા જેવા :
જાણે સિંહ સૂતો ધરાઇને.
પૃથ્વીજીવનથી ધરાયા હતા કૃષ્ણદેવ ?
૨૨૦ હરિ જાણે, હરિનું હૈયું જાણે.
એ મુદ્રામાં હતી નિર્ધારની વજ્રતા.
શિલા સમા ડાબા ગોઠણે
ઝીલી'તી જમણા પાયની પદ્મપાંખડી;
અરુણવર્ણી ને ઉર્ધ્વરેખાળી..
રૂપાની આરતીમાં પંચજ્યોત શિખાઓ-
લલાટદેશે પડી'તી હસ્તથળી;
ને પિપ્પલસ્તંભે ઝીલ્યો'તો દેહભાર.
હરિ હતા અર્ધોર્ધ્વ આસનમાં.
ટચલી અંગુલિએ બ્રહ્માંડઝીલનારને
૨૩૦ આજે ઝીલતી'તી તૃણસળીઓ.
મ્હારો હરિવર તો છે
૨૩૨ **अणो रणीयां, महतो महीयाम्.**
એ હતો વિશ્વવિપ્લવનો યોગ.
શ્રી હરિએ થંભાવ્યો વિશ્વવિપ્લવને

૨૩૫ ને કીધો નિજ દેહવિપ્લવ.
જગતબિહામણો હતો **સાગરકાંઠો**
ને સાગરકાંઠે ઢળેલો હતો **સ્નનકાર.**
ઉંડા ગહરા એ સ્નનકારમાં
ઝંકારતા’ના મૃત્યુના મહાઝંકાર.
૨૪૦ યમદેવની પડતી’તી ત્ય્હાં પગલીઓ.
પ્રભાસને કાંઠે દોળાતો સ્નનકાર
પોકારતો હતો યદુસંહાર.
૨૪૩ યદુસંહાર હતો આગમસંહાર.
૨૪૪ યોગ હતો કાળયોગનો.
એ સ્નનકારના દેશમાં,
ભમ્મર ઉપર ભમરો બેસે એમ,
સાગરમાંથી આવી એક મૃત્યુમૂર્તિ
ને ઉભી સાગરપાળની ભમ્મરે.
માથે હતી આકડાની ફૂલમંજરી,
૨૫૦ કાને લટકતાં ધન્તુરાનાં કર્ણફૂલ;
સ્કન્ધે હીંચકતું’તું લોહચાપ,
પીઠે ઝૂલતું’તું ભારેલું શરભાથું:
જાણે કિરાત કો ઉતર્યો કૈલાસેથી.
મુદ્રામાં હતાં મૃત્યુ એને,
નયનમાં હતી મૃગયા,
અંગોમાં હતા મત્સ્યોના દુર્ગન્ધ.
પવનપાંખે એનું હોડકું ઉડતું
ત્ય્હારે ઘૂમી વળતું સાગરનાં **જળવનોમાં.**
એ હતો પ્રભાસકાંઠાનો સાગરસ્વામી,
૨૬૦ યમરાજનો લઘુબન્ધુ,

મત્સ્યરાજ જરા:
કાળપુરુષ આવ્યો જાણે સાગરમાંથી.
મૃગયા માટે શોધતો'તો એ મૃગને.
સાગરજળ એને સૂનાં હતાં આજ.
સારી યે સહવાર જાળ નાંખી;
મત્સ્યો ઝલાયાં નહિ જળમાંથી.
તીરજળ હતાં મત્સ્યસૂનાં.
કાંઠે ન્હોતાં આજ એરકાનાં વન
કે નિવાસે મંડી મત્સ્યો.
ને આટનાં પાણી પીતાં પીતાં
મહામત્સ્યો ગયાં'તાં મહ સાગરમાં.
કંઠાળમાં ફરી વળી હતી સાગરવેળ;
અને સાગરસમાધ કાજે, આઘે આઘે,
લઈ ગઈ હતી યાદવશબઢગલાઓને.
મહામત્સ્યો ત્યહાં ગયાં હતાં મિજબાનીએ.
ભર્યો-ભર્યો મહાસાગર
સૂનો હતો જરાને આજ.
સાગરસ્વામીને સાગર ન્હાનો પડ્યો.
વેરાયેલા પૃથ્વીપરમાણુઓમાં
પથરાતી'તી જરાની નયનજાળ.
મોરલાના પગલે
સાગરમાંથી આવ્યો મત્સ્યરાજ,
ને ભમતો'તો સાગરલેખડે.
આંખડીમાંથી કેકા ફેંકતો એ,
ને માનવભમરા સમો ગુંજારવ્યો.
બાણ સમા દૃષ્ટિપાત નાંખી-નાંખીને

નિહાળતો'તો વનની હરિયાળીમાં
કે શરમાં પરોવ્યું કોકને.
થનગનતો'તો કરમાંનો એનો શરદંડ.
૨૯૦ કાળમુખો હતો એ સાગરસ્વામી.
એની આંખોમાં હતાં શરભાથાં:
૨૯૨ મહાવનોને વીંધતી'તી એની શરપાંખો.
૨૯૩ એ ઉભો'તો—જાણે જગજંગલનું જોમ.
સ્તનકાસ્ની ગર્જના સાંભળીને
સાગરસ્વામી થયો મહોન્મત્તઃ
એના હૈયામાં લાગ્યો રણકો
ને પગમાં જાગ્યો ઠણકો.
નાડીઓમાં વહતાં'તાં ઘોડાપૂર.
ગાતો, નાચતો, જગતને નિહાળતો હતો
૩૦૦ જગતમૃગયાનો એ મૃગયાસ્વામી.
એને જગત હતું શિકારગાહ,
એને વિશ્વ હતુ મૃગયાવન.
તેજઅન્ધારને, પુણ્યપાપને
પૂરાં પિછાનતો ન્હોતો
એ મૃગયાપતિ મત્સ્યરાજ.
સાગરકાંઠે ઘૂમતો'તો સાગરસ્વામી
ને ગાતો'તો તેજઅન્ધારનું ગીત;
૩૦૮ સાગરનું ઘૂરકયું જાણે કાળયંત્ર.

૩૦૯ પગલાં પડે છે મધરાતનાં.

૩૧૦ આ તે તેજ ? કે અન્ધારં ?

આ તે તેજ ? કે અન્ધાર ?

૩૧૨ પગલાં પડે છે મધરાતનાં.

જ્હાં જ્હાં પડે મ્હારૂં બાણ,
જ્હાં જ્હાં પડે મ્હારૂં બાણ
૩૧૫ પગલાં પડે છે મધરાતનાં.

જમડાની પાંખે ઉડતું રે,
એના મૃત્યુના ડંખ;
જ્વાળા પડી જાણે રુદ્રની,
વાયા સાગરના શંખ–
૩૨૦ વાયા સાગરના શંખ:
૩૨૧ પગલાં પડે છે મધરાતનાં.
૩૨૨ આ તે તેજ? કે અન્ધાર?—

નાચતી ને નિહાળતી,
વનહરિયાળીને વીંધતીશોધતી
મત્સ્યરાજની દૃષ્ટિ પડી સાગરપાળે.
સાગરપાળ ઢળતી'તી પૃથ્વીપટમાં.
સળવળતી મત્સ્યમાળા સમા
તેજસોહામણા દીઠા જળતરંગો,
ને હરિયાળીના કોટકાંગરા જેવી
ઉન્નતશૃંગ ફરતી નિહાળી વૃક્ષાવલિ.
એની આંખ મૃગને શોધતી,
એનો હાથ ભાથાને શોધતો.
ડાબી કરડાળીએ ઝૂલતું'તું ચાપ
લોહએરકાની લતાપ્રત્યંચાળું.
મત્સ્યરાજ શોધતો'તો સરોવરપાળને.
પૃથ્વીને ચાંપતો ચાલતો'તો એ:

સ્વયં જાણે શંકરનો ગણરાજ
પધાર્યો સોમનાથની યાત્રાએ.
કચ્છાંકથી ટહુક્યો એવે મોરલો:
જાણે જગતને બોલાવતો હોયને.
મત્સ્યરાજે જોયું ટહુકારદિશામાં.
ત્યહાં હરિયાળીમાં દીઠો નીચે મૃગરાજ,
આરામતો ને આનન્દતો.
ઝીણી નજરે જોયું આંખીને.
એ ઝીણી નજર હતી ઝંખતા વ્યાધની.
ઘટાગોરમ્ભતો ને ગિરિવરનિરખતો
ત્યહાં હતો પારસપીપળો;
જાણે વનમન્દિરનો ઘુમ્મટ.
ને પિપ્પલછાયામાં પોઢ્યું'તું હરણકું.
મત્સ્યોદર શો મુખપાટ હતો
ઘેરો ઘેરો ને અરુણવર્ણો;
મંહી મોતી જેવાં નયનો ચમકતાં.
લલાટે હતું તેજનું ટીલું-કેસરવર્ણું;
અને કસ્તૂરીરંગા હતા ભ્રૂકુટિભંગ.
મત્સ્યરાજે સાંધ્યું બાણ;
ને છોડયું મૃગની મૃગયા ખેલવાને
ઝંખનાની આંખપનાં ઝળઝળામાં.
સાગરસ્વામી હતો
અઠંગ અને અમોઘ બાણાવલિ;
ત્રિચક્રવેધનો હતો યોગ;
અને એ હતું શાપડંખાળું બાણ:
એને હતો મુસળઅવશેષનો યમડંખ.

ઢાલત્રિપુટિને ઉચ્છેદે એમ
છેદી એણે ત્રણ ચક્રાવલિઓ,
ને ચુમ્બ્યો જઇને ભાલદેશ.
બાણાવળી ઉછળ્યો બાણ સરિખડો.
૩૬૭ મૃગલો પડ્યો.
એવે રમતી રમતી
ક્યહાંકથી આવી કો વાદળી
૩૭૦ ને આચ્છાદ્યો સૂર્યરાજને.
દિશાઓ પડી ગઇ શામળી
ને સરોવરકુંજ થઇ કાળઘેરી.
કાળનું ચોઘડિયું એઠું.
૩૭૪ આભ અન્ધાર્યો.
મત્સ્યરાજ ધાયો બાણની પાછળ
મૃગલાને ઝાલવાને:
સર્પની પાછળ જાણે સમળો.
સાગરસ્વામી ધાયો સરોવરપાળે,
પિપ્પલદિશામાં. ઘટાછાયામાં;
૩૮૦ ધસમસતો ને 'આશાભર્યો,
૩૮૧ કે મૃગયાને મૃગ મળ્યો.
પણ ધૂળના ઢગલા સમા
પડ્યા એના આશાના માંડવા;
ભાગીને ભોંયે પડી
એની ઉમંગની અટારીઓ.
મૃગલો નહિ; ત્યહાં દીઠા માનવરાજ:
તેજતેજના પ્રોજ્જ્વળ અંબાર,
પૃથ્વીપડેલા જાણે સૂર્યદેવ.

પાંદડે–પાંદડે લટકતાં'તાં ત્હાં આયુધો
તેજકિરણોને દોરેદોરે લટકાવેલાં.
સૂર્યમંડળ સમું ચક્રાવા ખાતું'તું
દેવઆમન્ત્રણે આવેલું સુદર્શન.
કાળમુખો મત્સ્યરાજ બીધો
હિન્ડોળા ખાતાં એ આયુધદર્શને
કે 'આયુધસ્વામીને વીંધ્યા મ્હેં;
હવે સાગરસ્વામીને ગ્રહશે મૃત્યુપાશ.'
પગમાં પડ્યો; દીનતા વદ્યો; ક્ષમા યાચી:
આંખની ભૂલનો ભાખ્યો અપરાધ.
કૃષ્ણદેવ જાગ્યા કાળસમાધિમાંથી.
જમણો હાથ કાપી ધર્યો ચરણોમાં
કે ન ખેલાય પછી માનવમૃગયા;
તે મૃત્યુ માગ્યું સાગરસ્વામીએ
કે 'વધેર્યા એમ વધેરો દેહને.'
હૈયાંવાંચક દૃષ્ટિએ કૃષ્ણદેવે દીઠા
નયનઝરતા એના ભય ને પશ્ચાત્તાપ;
ને નિહાળ્યાં લટકતાં આયુધોને.
ભગવાને દીઠો એનો દૃષ્ટિદોષ.
અને એ દૃષ્ટિદોષ નિમિત્ત હતો
નિજના મહાનિર્ધારની પૂર્ણાહુતિનો.
વસ્તુસ્થિતિ વાંચી;
જોગસંજોગ વિલોકયા;
ઘૂંટ પી ગયા ઘૂંટડે ને ઘૂંટડે.
કરુણાસાગરે વરસાવી કરુણા
ને ભાવથી ભીંજાવ્યો મૃત્યુપાનારને.

ઢાલત્રિપુટિને ઉચ્છેદે એમ
છેદી એણે ત્રણ ચક્રાવલિઓ,
ને ચુમ્બ્યો જઇને ભાલદેશ.
બાણાવળી ઉછળ્યો બાણ સરિખડો.
૩૬૭ મૃગલો પડ્યો.
એવે રમતી રમતી
ક્યહાંકથી આવી કો વાદળી
૩૭૦ ને આચ્છાદ્યો સૂર્યરાજને.
દિશાઓ પડી ગઇ શામળી
ને સરોવરકુંજ થઇ કાળઘેરી.
કાળનું ચોઘડિયું બેઠું.
૩૭૪ આભ અન્ધાર્યો.
મત્સ્યરાજ ધાયો બાણની પાછળ
મૃગલાને ઝાલવાને :
સર્પની પાછળ જાણે સમળો.
સાગરસ્વામી ધાયો સરોવરપાળે,
પિપ્પલદિશામાં. ઘટાછાયામાં;
૩૮૦ ધસમસતો ને આશાભર્યો,
૩૮૧ કે મૃગયાને મૃગ મળ્યો.
પણ ધૂળના ઢગલા સમા
પડ્યા એના આશાના માંડવા;
ભાગીને ભોંયે પડી
એની ઉમંગની અટારીઓ.
મૃગલો નહિ; ત્હાં દીઠા માનવરાજ:
તેજતેજના પ્રોજ્જ્વળ અંબાર,
પૃથ્વીપડેલા જાણે સૂર્યદેવ.

પાંદડે–પાંદડે લટકતાં'તાં ત્યહાં આયુધો
તેજકિરણોને દોરેદોરે લટકાવેલાં.
સૂર્યમંડળ સમું ચક્રાવા ખાતું'તું
દેવઆમન્ત્રણે આવેલું સુદર્શન.
કાળમુખો મત્સ્યરાજ બીધો
હિન્ડોળા ખાતાં એ આયુધદર્શને
કે 'આયુધસ્વામીને વીંધ્યા મ્હેં;
હવે સાગરસ્વામીને ગ્રેહશે મૃત્યુપાશ.'
પગમાં પડ્યો: દીનતા વદ્યો; ક્ષમા યાચી:
આંખની ભૂલનો ભાખ્યો અપરાધ.
કૃષ્ણદેવ જાગ્યા કાળસમાધિમાંથી.
જમણો હાથ કાપી ધર્યો ચરણોમાં
કે ન ખેલાય પછી માનવમૃગયા;
તે મૃત્યુ માગ્યું સાગરસ્વામીએ
કે 'વધેર્યા એમ વધેરો દેહને.'
દયાવાંચક દૃષ્ટિએ કૃષ્ણદેવે દીઠા
નયનઝરતા એના ભય ને પશ્ચાત્તાપ;
ને નિહાળ્યાં લટકતાં આયુધોને.
ભગવાને દીઠો એનો દૃષ્ટિદોષ.
અને એ દૃષ્ટિદોષ નિમિત્ત હતો
નિજના મહાનિર્ધારની પૂર્ણાહુતિનો.
વસ્તુસ્થિતિ વાંચી;
જોગસંજોગ વિલોક્યા;
ઘૂંટ પી ગયા ઘૂંટડે ને ઘૂંટડે.
કરુણાસાગરે વરસાવી કરુણા
ને ભાવથી ભીંજાવ્યો મૃત્યુપાનારને.

'બ્હી મા, મત્સ્યરાજ! બ્હી મા.
મૃત્યુ સૌને આવે છે
—એક જ વાર આવે છે.
બે વાર મૃત્યુપીતાં દીઠાં કોઈને?
ત્હેં પૂર્યો મ્હારો સર્વમેધ યજ્ઞ:
ત્હેં અર્પી છેલ્લી આહુતિ.
બ્રહ્મને થયું બ્રહ્મસમર્પણ.
મૃગ માની ત્હેં ખેલી મૃગયા:
ત્હારાં ચક્ષુએ કીધી ભૂલ.
ને કોનાં ચક્ષુઓ ભૂલતાં નથી
ચક્ષુધારીઓની આ ભવભૂલામણીમાં?
ઘડીક પૂર્વે મ્હેં નિર્ધાર્યું જીવનસંકેલન;
ત્હારા બાણે સાધ્યો મુજ નિર્ધાર.
ઉડતી વીજળીને ઝાલું છું;
ન ઝાલત ત્હારા બાણને—
મ્હારે ઝાલવું હોત તો?
ગરૂડપંજે ઝડપત એ નાગને.
મ્હારે સંકેલવો છે જીવનખેલ
જગત્‌ખેલ ખેલાતો રાખીને.
મ્હેં માંડ્યો છે વિશ્વજીત યજ્ઞ;
ત્હેં અર્પ્યાં પૂર્ણાહુતિના હવિ.
પાપકર્મ નથી ત્હારૂં; પુણ્યકર્મ છે
વિધિના નિર્માણને સાધતું;
વિધિએ મારેલને ત્હેં માર્યો.
ત્હેં માર્યો છે કાળનો કાળ.
ઓળખ છ? હું ઓળખું છું ત્હને.

ભદ્ર હો ત્હારૂં, સાગરસ્વામી !
જા, સુખી થા; દુ:ખ ભારેલી દુનિયામાં
તુજથી સુખી થવાતું હોય તો.
કોક કાળે અહીં થશે પુણ્યતીર્થ;
ત્ય્હારે પૂજાશે ત્હારો કપાયેલો હાથ
સનાતન શિવલિંગ થઈને.
પાપને પડછાયે મા ઉભનો.
માણજે સોમનાથની છાયાનું રાજ્ય.
પુણ્યશાળી ! જા, ને પુણ્ય આચરજે.'
'માનવી નથી; દેવ છો કોક.
તારો-ઉદ્ધારો છો સંહારનારને યે.
મૃત્યુ પાનાર હાથની
સ્થાપો છો સનાતન પૂજા.'
યમમુખો પારાધિ પગમાં પડ્યો,
પદધૂલિ શીર્ષે ચ્હડાવી,
ચુમ્બન કીધું વહતા પાયરક્તને;
ને લોહીનો પીધો એક ઘૂંટ.
પારાધિએ એમ લીધું
શ્રી હરિનું ચરણામૃત.
સાગરઆશ્ચર્યો એણે દીઠાં હતાં;
આજે દીઠું આશ્ચર્યોનું મહાઆશ્ચર્ય.
'પ્રભુ છે કોક પૃથ્વી ઉપરના,'
'પ્રભુ છે કોક પૃથ્વી ઉપરના;'
'મારનારને યે કરે છે અમ્મર'—
એવું ભણતો ગણગણતો ભડભડતો
વનવિહારી સિધાવ્યો વનમાં

જગત્‌વાસિની જનતાને
કહેવાને એ અદ્ભુત કથા :
જાણે કારમુક કો કૌતુકનિરખેલો
વનમાં વિચરતો'તો વનરાજ.
ભવની ભેખડ સમો
ભીષણમૂઢ્ઢાળો હતો સાગરકાંઠો;
ને સાંગરકાંડે હતો સૂનકાર,
એ હતો અનન્તનો એકાન્ત.
સૂનકારના એ વેળુકણમાં એવે
કોક પગલીઓ શોધતું હતું
નિજ પરમેશ્વરની.
એને હાથે હતો
વેત્રવતીનો રતનપરોણલો.
એ પરોણાએ દીઠાં'તાં કુરુક્ષેત્ર.
એના પાયમાં હતા દેવના સન્દેશ;
એ પાયે ખેડયાં'તાં હસ્તિનાપુરો.
આંખોમાંથી ઝરતાં'તાં તેજઝરણાં;
એ નયનબાણોએ વીંધ્યાં'તાં
રેવતાચળનાં શિખરો, વિદર્ભનાં વિન્ધ્યદુર્ગો,
મરુભૂમિના રણપગથાર, પુષ્કરની પુષ્કરણી.
એ હતો કૃષ્ણસારથી દારુક,
દેવચક્ષુ ને દીર્ઘદ્રષ્ટા;
અને શોધતો હતો સૂનકારમાં
કલ્યાણી કૃષ્ણપગલીઓને.
દારુક હતો કૃષ્ણદેવનો જીવનસંગાથી.
પાર્થસારથી હતા પાર્થસખા,

તેમ કૃષ્ણુસારથી હતો કૃષ્ણુમિત્રઃ
અન્તરનાં ઉંડાણોનો જાણુણુહારો,
ગુહ્ય મન્ત્રણાઓનો મહાગોપ્તા.
દારુકે દીઠી હતી મુચકુન્દગુફા;
દારુકે દીઠો'તો રુકમીપરાજ્ય;
દારુકે દીઠો'તો પાંડવવિજય.
આજ ભયંકર ભાસતો'તો એને,
આંખડલીની એકલતા સમો,
પ્રભાસનો સાગરકાંઠાનો સુનકાર.
વૃન્દાવનનાં વનમાં નહિ; વિજનતામાં
દારુક શોધતો'તો કૃષ્ણુદેવને
ગોપિકાગીતના ભાવથી.
એવે સૂર્યમાંથી આવી
લહરતી અનિલલહરી,
ને અનિલલહરીમાં હતો તુલસીપરાગ;
મઘમઘતો, પ્રાણસંચારી, પરાક્રમપંખાળો.
દારુકે ઓળખ્યો એ તુલસીપરાગ
દેવનો ને દેવતુલસીનો.
કૃષ્ણુશોધતો ચાલ્યો પરાગદિશામાં,
ને વાયુની પગલીએ પગલીએ
ગયો ભાલુકા સરોવરની પાળે,
પારસપીપળાની ડોલતી છાયાઓમાં.
આભની હતી એ કાળકુંજ.
પીપળસ્તંભને અઢેલીને ત્હાં
પડ્યો'તો વિશ્વપ્રોજ્જ્વળતો તેજસ્તંભ.
પગમાંથી કુંકુમ ઝરતાં'તાં;

હાથમાંથી હિંગળોક ઝરતાં'તાં;
ભાલમાંથી ભાગ્ય ઝરતાં'તાં.
દારુકે દીઠા કૃષ્ણદેવને
કુંકુમથાળમાં કંકોળાયેલા.
'આ દશા યુગયુગાધીશની ?
એકાકી ને અરણ્યવાસી ?
મૃત્યુને આરે આમ ઊભેલા !
રૂધિરનો ભરાયો છે થાળ.
કિયા પાપિષ્ઠે માર્યું આ બાણ ?
પૃથ્વીના પ્રાણને વીંધ્યા છે એણે;
હું વીંધીશ એના પ્રાણ.'
સજળ નયણે ને ગદ્‌ગદ્ કંઠે,
ને પુણ્યપ્રકોપની ઉગ્રતાથી.
ચરણોમાં ઢળી રડી પડયો
કૃષ્ણસારથી મહાયોધ દારુક
નયનડંખતી ને હૈયુવીંધતી હતી એને
કૃષ્ણદેવની એ છેલ્લી જગત્‌ઘડીઓ.
'દારુક ! શાને આ રુદન ?
નિર્માણનાં ન્હોતરાં કાજે અશ્રુઓ ?
પળે–પળે, ક્ષણે–ક્ષણે,
વિશ્વમાં કોને નથી આવતાં
નિર્માણનાં ન્હોતરાં ?
સદા, સર્વદા, ક્ષણે ક્ષણે,
બ્રહ્મ બોલાવે છે બ્રહ્માંડને.
દારુક ! રુદન ન હોય બ્રહ્મન્હોતરાંનાં.'
'પણ મહારાજ ! શાને કાજે આ ?—

કાલે યદુસંહાર; આજે કૃષ્ણસમાધિ ?'
વિસ્મયની આંખે ઉચ્ચર્યો દારુક.
વિશ્વની વિચારતો'તો એ વિસ્મયતા.
'દારુક ! સાંભળ.
શા અર્થે લીધો'તો મ્હેં અવતાર ?
અબ્રહ્મણ્યને ધોવાને,
પૃથ્વીનો ભાર ઉતારવાને,
પુણ્ય પાંગરવાને ને પમરાવવાને.
અને યદુકુળ સ્વયં
ન હતો પૃથ્વીનો ભાર ?
ઋષિવરોનાં અપમાન
એ હતું યાદવોનું પરમ અબ્રહ્મણ્યમ્.
બ્રાહ્મણની અવહેલના છે વેદની અવહેલના;
મ્હારે બ્રાહ્મણ છે બ્રહ્મરૂપ.
બ્રાહ્મણની અવહેલના
છે બ્રહ્મની અવહેલના.
યાદવોએ તોડી છે સંયમની છેલ્લી પાળ.
આજે યાદવો ડૂબ્યા સાગરસ્નાનકારમાં;
કાલે યદુપુરી ડૂબશે સાગરગુફાઓમાં.
'દયાનિધિ ! કૃપાસાગર !
શાને આ શાપ દ્વારિકાને ?'
દારુકે ઉચ્ચારી વિનયવીનવણી.
'આ શાપ નથી, આગાહી છે;
એ છે નિર્માણના અક્ષરો.
વિધાત્રીએ લખ્યા છે
આભને પગથાર.

વાંચું છું તે ભણ્યું છું, દારુક !
મ્હેં માંડયો છે વિશ્વજિત યજ્ઞ.
રત્નો કાજે છે રત્નાકર
ને દાનેશમન્દોની છે દુનિયાં.
મ્હેં તો સંકેલી લીધી લીલા;
૫૭૬ કાલે કલિ ખેલશે નિજ ખેલ.'
૫૭૭ 'દુનિયાં થશે દેવસ્વની.'
'ના,ના, દારુક ! ;
દુનિયાં સદાયની છે દેવભરેલી.
૫૮૦ મૃત્યુમાં યે છે અમૃત.
ને અમૃત પીધે દેવ ઉડી જાય ?
૫૮૨ આ તો છે નિર્માણુની આણ.'
૫૮૩ 'અને આમ ? દ્વારિકાથી દેશવટે ?'
'કિયો દેશ મ્હારો નથી ? દારુક !
અણુપરમાણુ યે કો દાખવ મ્હારાસ્વનું.
દ્વારિકા મ્હારી છે ને મ્હારી રહેશે.
કાળની કૃપાણ વિચ્છેદશે નહિ અમને.
દ્વારિકાને શિખરે છું, હૈયામાં છું;
સાગરમાં છું, સર્વાંગે છું—'
૫૯૦ શબ્દો ખૂટી જતા'તા એ શબ્દસ્રષ્ટાના.
૫૯૧ ઉતરતા'તા આભના ઓળાઓ.
૫૯૨ 'ને તે માછીમારને હાથે ?'
'મત્સ્યરાજ છે સાગરસ્વામી,
ને હું હતો સાગરદ્વારિકાનો ધુરન્ધર;
સાગરસ્વામીનો મહાસામન્ત,
બ્રહ્મસાગરનો સાગરિઓ.

એ છે યમરાજનો અનુજ,
મહેશ્વરનો ગણ, કૈલાસનો કૈલાસી,
મહંકાળનો કોદંડ.
માનવી શાને ભડકે છે મૃત્યુથી ?
મૃત્યુલોકના મર્ત્યવાસ અધિકા ?
કે અમરલોકના અમરવાસ અધિકા ?
પૃથ્વી અધિકી, કે વૈકુંઠ ?
પૃથ્વીમાંથી વૈકુઠે વિચરતાં ક્રન્દન ?
મનુવંશ આદરે છે મૃત્યુલોકને;
આવ્યાં અમૃતને ઓછાં આદરે છે.
માનવવંશને મનવ્હાલો છે
અમૃતલોકથી મૃત્યુલોક.
પ્રાર્થે છે અમરત્વ, મોહ છે મર્ત્યના.
અવતારને માથે યે છે મૃત્યુ;
મ્હેં પીધું છે મૃત્યુનું અમૃત
જગતને એ ઉચ્ચરવાને.
ને જો આ છેદાયેલી ત્રિચક્રાવલિ.'
'હા, મહારાજ ! બાણે વીંધ્યાં છે
પગને હાથને ને ભાગ્યદેશને.'
'એ છે નિર્માણનો બોલ.
ત્રિચક્રાવલિનું છેદન, દારુક !
ઉચ્ચારે છે કે અવધ ઉગી.
સ્મરણે તો છે ને એ વરદાન
કે ત્રિચક્રાવલિ છેદાશે ત્ય્હારે
મ્હારે માણવાની મહાકાળની મહેમાની.'
'મહારાજ ! મૃત્યુ ન હોત વિશ્વચક્રમાં—'

'મૃત્યુ ન હોત, તો અમૃત ન હોત.
આભને જૂવે છે તું, દારુક !
આભ શામળું છે કે તેજવર્ણું ?
કાલે હતું ખગ્રાસ ગ્રહણ
ને અન્ધાર પડ્યો'તો પૃથ્વી પાથરીને.
સૂર્ય-આથમ્યો'તો કે હોલવાયો'તો ?
કે અખંડજ્યોત તપતો હતો
ચન્દ્રના પર્વતપડદાની પાછળ ?
પૃથ્વીવાસીઓને આભ શામળું છે,
દેવોને આભ છે તેજવર્ણું.
માનવી પેખે છે મૃત્યુપીતો,
ત્હેને દેવો દેખે છે અમૃતપીતો.
દારુક ! સાંભળ વિશ્વનું મહાસત્ય:
આત્મા છે અમૃતજાયો,
ને દેહ છે મૃત્યુજાયો.
દેહમોહમાં માનવી ભૂલ્યો છે આત્મતત્વને.
હું જાઉં છું દારુક ! હવે
અમૃતલોકનાં અમૃત માણવાને,
ચેતનભોમમાં ચૈતન્ય માણવાને.
અમર છે ચેતનની ચિનગારીઓ
પૃથ્વીલોકની નશ્વરતામાં યે.
વૈકુંઠ ઢૂંકડું આવ્યું મ્હારે.
સંપૂર્ણ થયો મ્હારો વિશ્વજિત યજ્ઞ.
૫૪૬ અવધ આવી; આનન્દું છૂં.'
દિશાઓ પડી ગઇ દારુકને.
દુનિયાં ડૂબતી ભાસી,

આભ દીઠાં ફાટતાં;
ને મંડી જતા દીઠા કૃષ્ણદેવને.
પેખાતી'તી કાળની ફોર.
સૃષ્ટિ થતી'તી કૃષ્ણસ્વની.
      'દારુક ! દ્વારિકા જજે;
અને યદુઅવશેષોને કહેજે
સાગરવર્તમાન ને કૃષ્ણસન્દેશ.
કહેજે અવનીને આરે ઉભા સંભારતા'તા
દ્વારિકાને ને દ્વારિકાવાસીઓને.
ઉલ્કાપાત થયા, સાગર ઉછળશે;
યદુસંહાર ખેલાયો, દ્વારિકા ડૂબશે.
ને ડૂબશે ત્હોયે દ્વારિકા છે **મુક્તિપુરી.**
સુવર્ણદ્વારિકાને હતી શતાબ્દીની અવધો;
એ અવધ ઉગી છે.
પાર્થ છે—પૃથ્વીનો પ્રસાદઃ
સુહૃદ છે, સોહાગી છે, પુણ્યપરાક્રમી છેઃ
સહુ જજો પાર્થપાંખમાં.
સુભદ્રા છે સોહામણી;
મુજઅધિકાં જતન કરશે જાદવોનાં.
હું જાઉં છું; જગતે જશે કય્હારેકઃ
હું જાઉં છું બ્રહ્મમ્હોલમાં.
હવે પ્રલયપુરુષ તાંડવ ખેલશે
ને થશે દ્વારિકાપ્રલય.
ડૂબશે ત્હો યે દ્વારિકા છે સનાતન.
દારૂક ! જા દ્વારિકાની દીનતામાં;
ને કાળ જીવાડે તે જીવજો.

વિશ્વજિત યજ્ઞ—'
મેઘમાં મેઘ ઢોળાય છે,
મહાસાગરમાં મહાસાગર ઢોળાય છે,
આભમાં ઢોળાય છે આભ;
એમ ધીરે ધીરે ઢોળાઇ ગયા
કૃષ્ણદેવ બ્રહ્મસાગરમાં.
હિમાલય ઓગળી ગયો આભમાં!
કૃષ્ણરથે થયો અન્તર્ધાન;
કૃષ્ણઆયુધો યે થયાં અન્તર્ધાન
ગહનતાની ગુફામાં.
પાછળ સ્વનો ઉભો એક દારુક
સ્વનકારપાળે સ્વનકારને નિહાળતો.
ભર્યું ભર્યું જગત એને હતો સ્વનકાર.
બ્રહ્મહંસલો ઉડયો અન્તરિક્ષમાં
ને ગયો ગગનમંડળની પાર,
પછી પ્રભાસમાં પડયો પોકાર
કે કૃષ્ણ પડયા.
દ્વારિકાથી હસ્તિનાપુર પર્યન્તના
પોકારનો એ હતો પડઘો.
દેવમન્દિરો ડોલી ગયાં,
ને નગરમાં થયો હાહાકાર.
જ્યોતિર્લિંગના સહસ્રાવધિ પૂજારીઓ
ધાયા સરોવરપાળે.
નારીઓ ધાઇ નયનઅંઘોળને કાજ.
નગરજનોને આજે થયું
વળી બીજું ખગ્રાસ ગ્રહણ;

ને નગરી ઉલેચાઇ સાગરકાંઠામાં.
દુનિયાં દીઠી દેવઝંખવાયેલી.
'બ્રાહ્મણનું અપમાન એ બ્રહ્મનું અપમાન'
ઉચ્ચારણહારા બ્રહ્મપૂજકનો પછી
બ્રાહ્મણોએ ઉજવ્યો અન્ત્યેષ્ટિ સંસ્કાર
પુણ્યજ્વાળ ને પૃથ્વીપાવનકારી.
વિપ્રોએ કીધો વેદોચ્ચાર;
જનતાએ ગાયાં ભજનકીર્તન;
એમ ગાજી ઉઠી ત્રિવેણીની ઘટાકુંજો;
૭૧૦ જાણે પૃથ્વીમાંથી પરવર્યો પૃથ્વીનો પ્રાણ.
અણનમ દિશાઓ નમી ગઇ
૭૧૨ ને મારગ આપ્યો દિશાસ્વામીને.
ત્રિગુણસેરો સમી ત્રિવેણી
મલપતી વહતી હતી મહાસાગરમાં.
પૃથ્વીનું એ હતું છેલ્લું પગલું.
ચન્દનની ત્ય્હાં પાથરી ચિતા.
આગળ સાગર ને પાછળ ધરતી;
સન્મુખ હતો સંગમનો સોહાગ;
ને ફરતો હતો હરિયાળીનો વનઘેર.
૭૨૦ ત્ય્હાં, અખંડસ્રોતસ્વિનીના જળઘાટે,
કૃષ્ણદેવ પોઢ્યા અગ્નિશય્યામાં.
હુતાશ લે છે છેલ્લો હવિ.
હિરણ્યવતીના ધુરન્ધરને
૭૨૪ હિરણ વધાવતી'તી જળશિકરે.
ચિતાશય્યામાં કૃષ્ણદેવને
ભાગ્યદેશેથી ઉડતા'તા તેજફૂવારા

ને અંગોમાંથી પમરતા'તા પરિમળો.
મુખડે આનન્દની ઊર્મિઓ રમતી.
મુદ્રા હતી રસો વૈ સઃની.
 વેદો આવ્યા હતા દર્શને
ને ઉચ્ચરતા'તા સ્તુતિમન્ત્રો.
 ચરણકમળો નયને ચાંપ્યાં
ને પદધૂલિ મસ્તકે ચ્હડાવી દારુકે,
કે પ્રગટ્યો ચન્દનમાંથી યોગાગ્નિઃ
સ્વયંભૂ ને સ્વયંજ્યોત.
એ ચિતા ન્હોતી; હોમકુંડ હતો;
એમાં અર્પાતાં'તાં બ્રહ્મને બ્રહ્મહવિ.
સાગર ને આભ હતાં વિશ્વસાક્ષીઓ.
મંહી પ્રજળતાં હતાં
સવાસો વર્ષનાં આયુષ્ય
ને પૃથ્વીગવાતાં માનવકલ્યાણ.
પૃથ્વી થતી હતી પાંગળી;
સ્વર્ગ થતું હતું સોહામણું.
 કમળપાંખડી શી ધૂમ્રવિહોણી
પાવકની હતી પાવનકારિણી શિખાઓ;
અને એ પાપપાવની શિખાપાંખે
દેવાધિદેવ ઉડતા'તા દેવલોકમાં.
ચિતામાંથી ચૈતન્યપુંજ ચ્હડતો'તો
આભલપાર બ્રહ્મલોકમાં
દિવ્ય દેહે સાકાર.
 એ ગોઝારી તિથિએ
અડધઝાઝેરિક કવિતા

કરમાઇ ગઇ પૃથ્વીલોકની.
હૈયું ખાલી કરીને
પૃથ્વીએ આપી વિદાય;
ને દેવદેશ ઉતર્યો આભઆરે
પૃથ્વીના પરબ્રહ્મને સત્કારવાને.
મૃત્યુલોક થતો'તો દુહાગિયો,
અમરભોમ થતી'તી સોહાગણી
અમરોની એ અમૃતતિથિએ.
દેવોએ વગાડયાં જયદુદુંભિ;
દેવાંગનાઓએ કીધી પુષ્પવૃષ્ટિ;
દેવર્ષિએ વગાડયો દેવતંબૂર;
બ્રહ્માએ ગાયાં બ્રહ્મસૂક્તો.
દિશાછેડેથી દોડી આવીને
મેહુલિયે છાંટી કૃષ્ણચિતાને.
સૂર્યમાં ચન્દ્ર સમાય એમ
પરબ્રહ્મના સૂર્યમાં સમાયા
ચન્દ્રવંશીઓના ચન્દ્રદેવ.
વૈકુંઠમાં હતી એ જયજયોતની તિથિ.
વાયુ શમી ગયો મહાવાયુમાં;
આત્મા ઢોળાઇ ગયો પરમાત્મામાં.
સત્ય ધર્મ શોભા લક્ષ્મી—
વિશ્વની વન્દનીય વિભૂતિઓ
પ્રજળી ગઇ દેહોત્સર્ગની એ ચિતામાં.
જાણે પૃથ્વી થઈ સંન્યાસિણી
ને માણે છે આજ અવશેષો.
'દુહાગણ દ્વારિકા'

'દુહાગણુ દ્વારિકા' પોકારતો
કૃષ્ણઘેલો દારુક ગયો યદુનગરીએ;
અને દ્વારિકાવાસીઓને કહી
પ્રભાસની કાળકથા કે
દ્વારિકાના દીવડા હોલવાયા પ્રભાસમાં.
અને છેલ્લે છેલ્લે—
છેવટને યે છેલ્લે છેડે,
ચન્દનચિતાની પ્રદક્ષિણાઓ કરી,
વન્દી, વિનવી, વધાવી,
તેજવિજળીઓ વર્ષતું વર્ષતું
આભમાં ઉડી ગયું સુદર્શન ચક્ર:
જાણે ચન્દ્રની પાછળ ચન્દ્રછાયા,
જાણે ચાપ પાછળ ચાપમંડળ.
જતા સુદર્શનની પાંખો બોલતી હતી
'જય—જયકાર,' 'જય—જયકાર,' 'જય—જયકાર.'
કૃષ્ણદેવ જીવન જીતી ગયા,
ને જીતી ગયા વિશ્વજિત યજ્ઞને.
માનવી ! માંડી તો જો.
ચિતા એક ભડભડતી;
એની અગ્નિપાંખડીઓમાંથી
મહેકતા'તા સ્વર્ગપુષ્પોના સુગન્ધો,
ને ગન્ધવતીના પૂરતા'તા ગન્ધો.
ચિતાની શિખાશિખા બોલતી'તી
કાળબ્રહ્મનો સનાતન બોલ.
ત્રિગુણાત્મક મહામાયા સમી
ત્રિવેણી ઝીલતી'તી ચિતાગીતને

ને ત્રૈલોક્યમાં નાંખતી'તી એનો ઘોર.
હતભાગિણી હિરણ આજે યે
૮૦૭ બોલે છે એ ચિતાબોલ.

પગલી વિરાટ, મ્હારી પગલી વિરાટ,
૮૦૯ એક જ છલંગે હું તો ઉભું બ્રહ્મઘાટ.

૮૧૦ હું છું દેવસેતુ ધરતી ને સ્વર્ગની;
મ્હારી દેહ ઘડી દીપ્ત સૂર્યભર્ગની;
મ્હારી પાંખે બેસી જાય
પૃથ્વીહવિ દેવછાંય;
૮૧૪ એક જ છલંગે હું તો ઉભું બ્રહ્મઘાટ.

મ્હારી જ્યોત જાણે કમળદળની પાંખડી;
મ્હારી ઝાળ મહાકાળ કેરી આંખડી;
મ્હારા અગ્નિ છે અઘોર,
મહારૂદ્રના અંકોર:
૮૧૯ એક જ છલંગે હું તો ઉભું બ્રહ્મઘાટ.

પગલી વિરાટ, મ્હારી પગલી વિરાટ,
એક જ છલંગે હું તો ઉભું બ્રહ્મઘાટ:
૮૨૨ એકજ છલંગે—

સરિતા સાગર ને સંગમ
વહતાં'તાં ત્હાં અખંડવ્હેણે;
ને એવું વહતું હતું
વિશ્વનું મહાવહેણ:
૮૨૭ સર્વતોમુખ ને સર્વભક્ષી.
એમ ઉજવાયો દેહોત્સર્ગનો ઉત્સવ

ને કૃષ્ણદેવ સિધાવ્યા સ્વધામમાં:
જાણે·પૃથ્વીનાં ઊપટી ગયાં મહાપુણ્ય.
કૃષ્ણચન્દ્રે હોમ્યા કૃષ્ણચન્દ્રને
નિજ સર્વમેધ યજ્ઞમાં.
પાંચ–પાંચ હજાર વર્ષોથી પછી
દુનિયાં છે કૃષ્ણસ્વની.



સાગર હતો પૃથ્વીભૂખરો;
જાણે જલધિએ ધરણી ભરખી.
અને કાળના કાજળથી
વિધાત્રી લખતી હતી
સુવર્ણદ્વારિકાના છેલ્લા વિધિલેખ.
માથે હતો મેઘ;
જાણે અગમ્યના પડછાયા.
ને આભની પડેલી પાંખ સમો
આજ સાગર ભાસતો
અફાટ, અળવીતરો, ને બિહામણો.
વિશ્વઆચ્છાદતું હતું મેઘછત્ર
ને દિશાફૂબાડતો હતો ઘનગોરમ્ભોઃ
જાણે નિર્માણના મેઘાડંબર.
અનન્તમાં વિસ્તરતા આકાશપટનો યે
નિરખાતો ન્હોતો ફણગો કે ફાટ.
અનન્તને આવર્યો'તો મેઘઝુંડોએ.
જ્યોતિઓ આથમ્યા હતા જગતના.
દુનિયાં દોડતી હતી;
ક્યહાં ? ગેબની અગોચરતામાં;
ને જલધિનાં જળઉંડાણમાં
પડતી હતી એની ગેબી પગલીઓ
એ હતા પ્રારબ્ધના આંકડા,
ને ઉચ્ચરતા હતા મહામૃત્યુ.
આજ હતી પ્રલયતિથિ.
યમદેવ ઉઘાડતા'તા મૃત્યુમુખો
ને પાતાળ પ્રસ્તરતાં હતાં

ગહનતાની ઘેરી કન્દરાઓ;
આભઉંડી, રુદ્રમુખી, અન્ધારઅઘોર:
જાણે પી જશે પૃથ્વીને.
સુરલોકનો નહીં;
અસુરલોકનો વાગતો'તો યમઘંટ.
આજે હતી દ્વારિકાવિલયની ઘડી.
જગતને દ્વારિકા કરતી'તી જુહાર.
અદ્ધરથી ઉતરતા'તા ઓળાઓ
ને કાળઘેરા પડતા'તા પડછાયા
આવતી એ યમભરતીના.
આજે હતો યદુપુરીનો અસ્તયોગ.
કૃષ્ણદેવ પાછળ ડૂબતી'તી દ્વારિકા;
વિષાદઝાંખી, પણ ભવ્ય મુદ્રાએ.
સૂર્ય એમ ડૂબે છે સાગરમાં.
અને સહસ્રોર્મિએ સાગર
ઉતારતો હતો છેલ્લી આરતી
'વિદાય' 'વિદાય' વદતી
આથમતી દ્વારામતીની.
શગશિખાઓ ડોલે એમ તરંગાવળ ડોલતી.

જય જય, જલધિની જયજ્યોત!
જગત ભરી હરિકિરણ સ્ફુરતી પ્રભુની પ્રભપ્રદ્યોત:
જય જય, જલધિની જયજ્યોત!

કૃષ્ણકારણ અવતરી'તી રત્નાકરની છોળ;
જલધિની કુંવરી દ્વારિકા! ત્હને જલધિના અંઘોળ:
જય જય, જલધિની જયજ્યોત!

દિશદિશ તુજને પ્રણમશે ગણી મુક્તિપુરીની મહન્ત;
યુગયુગ ઉગતા પૂજશે, ત્હેં પીધો કાળ અનન્ત:

જય જય, જલધિની જયજ્યોત !
જય જય, જલધિની જયજ્યોત !
જગત ભરી હરિકિરણ સ્ફુરતી—
પ્રાણઉડી પંખિણી સરિખડી
શબવત્ હતી સુવર્ણદ્વારિકા;
જાણે જળઉલેચ્યો બ્રહ્મકુંડ.
સિંહગુફા હતી સિંહસૂની;
ઋષિષ્યાશ્રમ હતો ઋષિસૂનો;
દેવમન્દિર હતું દેવસૂનું.
કવચ પડયું હતું ખાલી;
વીરનો દેહ હતો વીરભૂમિમાં.
જરિયાનનાં જૂનાં અંબરમાં
વિધવા સમી વિરૂપા ભાસતી'તી
સુવર્ણમૂર્તિ સોહાગણ એ દ્વારિકા.
પ્રથમ પ્રગટી ચિતાઓ
સતીત્વની દિશાઓ અજવાળતી.
સાગરકાંઠાની શિલાએ શિલાએ
ભભૂકી ઉઠી પ્રાણપ્રોજ્જ્વળ જવાળાઓ:
જાણે દેવાંગનાઓનાં જ્યોતિર્મન્દિરો,
જાણે દેવતત્ત્વના હોમદ્દહેરીઓ.
એકએક ઝાળ પોકારતી હતી
'સ્વામી' 'સ્વામી' 'સ્વામી.'
અગ્નિની આંખે સતીઓ
શોધતી હતી નિજ સ્વામીઓને,
ને દેવો દાખવતા'તા દિશાઓ.
સામટા પ્રગટયા સહસ્રાવધિ યજ્ઞમંડપો

સતીત્વના ને દામ્પત્યોત્સવના.
ગૃહમન્દિરના હતા જે અગ્નિહોત્રો,
એ થયા સ્મશાનભૂમિનાં અજવાળાં.
દૂર–દૂરના દિક્મંડળના ઘાટેથી
દેવોએ દીઠી દ્વારિકાની દીપાવલિ;
વિલોકી, વન્દી, વધાવી.
એ હતી આયુષ્યની આહૂતિઓ;
એ હતા અગ્નિના આત્મજ્યોત ફૂવારા;
એ હતાં દામ્પત્યનાં સ્વયંભૂ જ્યોતિર્લિંગો;
એ હતો દ્વારિકાનો દામ્પત્યોત્સવ.
અનિરૂદ્ધો સંગાથે સંચરતી'તી ઉષાઓ
દેવદેવાંગનાઓનાં આતિથ્ય માણવાને.
યદુરાજો શુ સહગમન કીધું
જગસોહામણી યદુરાણીઓએ;
એ હતો અનન્તનો સહચાર.
સજળ નેત્રે નિરખતો'તો સાગર
ચિતાછીપોમાંથી ઉડતાં માનવમૌક્તિકોને.
પછી વાયા વંટોળ—
ઝાંઝો ઝમકારતા ઝંઝાનિલો.
વંટોળોએ હોલવી ચિતાચારીઓને;
ને લઇ ગયા હસ્તિનાપુરે
દ્વારિકાના સાગરસન્દેશ.
હસ્તિ પેરે હલમલી ઉઠ્યું હસ્તિનાપુર
જાદવાસ્થળીની સાંભળીને સંહારવાર્તા.
ધર્મરાજને થયુ કે
દેવમન્દિર પડ્યું દેવભૂમિનું.

સુભદ્રાએ સાંતર્યો પાર્થરથ,
ને પાર્થે રમતા મૂકયા
પવનપંખાળા અશ્વરાજોને.
સૂર્યકિરણની પાંખે બેસી જાણે
ઉડતાં આવ્યાં એ જગતછેડલે.
પણ અસૂરાં પડયાં પાર્થસુભદ્રાઃ
દ્વારિકા ડૂબતી હતી દરિયામાં.
સુભદ્રાએ શોધ્યાં રૂક્મિણીમન્દિરો,
કૃષ્ણસખાએ શોધ્યાં કૃષ્ણભવનોને.
મહાજલધિને ઘાટે એ
ઉભાં હતાં જળસૂનાં સરોવરો.
ભરેલાં દીઠાં'તાં એમને દીઠાં ખાલી.
આભ સ્હામું જોઇને પૂછ્યું
આભ! આ શું?
કાળને પૂછ્યો કાળનો કોયડો.
મહેલો હતા વીજળસૂના મેઘ,
હવેલીઓ હતી મણિસૂની ખાણો.
ઉછળતી ગોમતી ઉલેચાઇ
પડયાં'તાં ગુફાઓનાં ગહ્વરો;
જાણે ધરાફાટયા ધરાઓ.
ભગિનીએ વરસાવી અશ્રુધારાઓ;
પણ અશ્રુધારાથી પાંગરે છે
મૃત્યુપીધેલા માનવછોડ?
કાળમુખો દીઠો સાગરને,
ને ઝંખાયો સ્હામો અનન્તનો આરો;
જીવનમાં જીતેલું સૌ

હારી ગયો પાર્થ;
શોભા ઝંખવાણી સુભદ્રાની.
અમૃતમીઠડો સંસાર થયો ખારોઝેર,
અભિમન્યુ આથમ્યો ત્હારે દીઠો હતો,
ને આજે દીઠો એમણે સૂનકાર.
પાર્થસુભદ્રાનું ભદ્ર હતા કૃષ્ણદેવ.
એમની રાત્રીઓ થઇ ચન્દ્રસૂની,
એમના દિવસો થયા સૂર્યસૂના.
મહિયરની માણીગર સુભદ્રાને
આજે સૂકાયાં મહિયરનાં મહીમાટ.
આંખ ભરીને ઉભું
એક ઠાલું અન્તરિક્ષ.
અન્તરિક્ષ આવરતું'તું બ્રહ્માંડપારને યે.
    દ્વારિકા હતી દીનમુખી;
જીર્ણ સાળુમાંની અમુલખ ભાત જેવી.
પણ રેવતભવ્ય હતાં એનાં દેવમન્દિરો.
ઓગળી જતા હિમાદ્રિશિખરો સમી
ઉભી હતી દેવવર્ણી દ્વારિકા.
ક્ષણે ક્ષણે ઉપટતું'તું એનું આયુષ્ય.
    કૃષ્ણસૂના ગોમતીઘાટે
પાર્થે અર્પી ઉદકઅંજલિ કૃષ્ણદેવને
ને ઉજવી ઉત્તરક્રિયા સ્રજનસ્વામીની,
**कर्तुम्–अकर्तुम्–अन्यथा कर्तुम**ની.
સવા સદીનો કીધો પૂર્ણાહુતિઉત્સવ.
પિંડારક તીર્થમાં અર્પ્યું પિંડદાન
ને સરોવરમાં પધરાવ્યાં સ્મરણોને.

વિશાળો સાગરપલવટ નિહાળતાં
આજે યે ઉભાં છે એ સ્મરણો ત્હાં
મહાકાળની મૂર્તિઓ થઇ-થઇને:
જાણે આથમેલો યુગ સંભારતા પાળિયા.
ચાપકવચ ઉતારી નાંખ્યા પાર્થે;
ને કૃષ્ણ પાછળ કુરુક્ષેત્રવિજેતાએ
ગૌદાનમાં દીધાં નિજ પરાક્રમભંડાર.
સુભદ્રાએ ગાયાં વીરસંભારણાં
ને ડોલાવ્યો મહાસાગરને.
પયોનિધિ આજે યે ગાય છે
બ્હેનડગાયા એ કૃષ્ણપરજીયા.
ભગિનીએ ત્રિભુવન ભર્યાં શોકાર્તિથી.
ભીના-ભીના રહે છે ત્હારથી,
સેજળ, જળનીતરતા, ઝીલ્લરનયણા,
ગીરના આરા ને ગિરનારના ઘાટ.
પૃથ્વી થઇ પાંખકાપી,
ને માનવવંશ થયો મ્લાનમુખો.
ધર્મક્રિયાઓ કરીસમાપી
સહુએ હૈયાં કીધાં કંઈક હળવાં
સ્મરણ પગલીઓ સંભારી સંભારીને.
આભને ચીરતું'તું એ આક્રન્દ.
ને પછી ન્હોતર્યાં યાદવઅવશેષોને
સુધર્મા સભાના ધર્માંગણમાં
નિર્ધારવાને ભાવિનો નિર્ધાર.
યોગ હતો એટનો.
ચન્દ્રવિહોણી રાત્રિ સમી

યદુચન્દ્રવિહોણી હતી એ યદુસભા.
ભવિષ્ય વાંચ્યાં, પાંપણો પ્હળાળી,
પ્રારબ્ધનાં ઉથલાવ્યાં પાનાંઓ,
અનન્તમાં પરોવી આંખડીઓ,
ને ઉચ્ચાર્યો આભવિડારતો ઉચ્ચાર
કે હરિએ ત્યાગી ત્હેને ત્યાગવી.
એમ યાદવોએ સન્માન્યાં નિર્માણને.
        સહુ સન્માને છે;
કોક જ જીતે છે વિધિનિર્માણને.
        પછી રથ જોડ્યા;
ને રથોમાં પધરાવ્યા રથીઓને.
સ્વકાયેલા સરિતવ્હેણ સમો
યાદવઅવશેષોએ કહાડ્યો સંઘ
કાળવૃદ્ધોનો ને યદુવિધવાઓનો;
ને લીધો ઉત્તરાપથનો પન્થ.
કૃષ્ણદેવ એ માર્ગે જતા;
એ માર્ગે જતા'તા આજ કૃષ્ણઅવશેષો.
હરિની દ્વારિકા ચાલી હસ્તિનાપુરે
ધર્મદેવની છાયામાં.
        ને પછી યદુમન્દિરોમાં રમવાને
કૈલાસેથી ઉતરી જોગણીઓ
આનન્દપર્વણી ઉજવતી.
જેવો સાગર રમતો, એમ એ રમતી;
ભયંકર ને ભવભીષણ.
        પાછળ ઉભો'તો સૂનો સાગરતટ;
ને સૂનકારના સાગરકાંઠે

ઊભી'તી સૂની દ્વારામતી:
એકલરંગી, ને આભને આરે;
જાણે વરસી રહેલી વાદળી.
જોબનનાં આથમ્યાં'તાં જોમ
ને સુવર્ણને ચ્હડી'તી ઝાંખપ.
વહી ગયાં'તાં મધ્યાહ્નનાં મહાતેજ
ને ઘેરાણી'તી સન્ધ્યાની સન્ધિકા.
સોહાગણી સુભદ્રાએ
પુણ્યના પૂર્યા સાથિયા
મંગળમુખા મહિયરઆંગણે.
કૃષ્ણકુંજમાંથી જતાં જતાં
કૃષ્ણભૂમિમાં કૃષ્ણસખાએ
સખ્યનાં વાવ્યાં વાવેતર.
સુભદ્રાએ આંસુડે ભીંજવી ભૂમિને,
ને નયનો પાથર્યાં દ્વારિકામાં;
ગાંડીવધન્વાએ વળીવળીને
કીધા દંડવત્ પ્રણામ:
બન્નેએ વેડી સ્મરણોની ક્યારીઓ.
આજે યે ઉગે છે ત્હાં
ઉપનિષદના મન્ત્રદ્રષ્ટાએ ભાખેલાં
સનાતન સખાભાવનાં ફૂલડાં
આત્માપરમાત્માના આનન્દયોગનાં—
ત્હાં; પૃથ્વી સાગર ને આભના સંગમઘાટે.

સૂનકાર દીઠો છે?
શમશમાકારને સાંભળ્યો છે?
કેવાક હતા ભીષણમુદ્રાળા

એમના અંગના આદેશ ?
એમના મૌનના 'મહાઘોષ ?
એથી યે સુની ને શમશમાકાર
હતી ભીષણમુદ્રાળી યદુપુરી;
જાણે ચેતનભૂલી હૈયાળી.
અર્દ્ધપડિયાળી આંખડીએ
નિત્યનિત્યે જોતી'તી ઉગતો સૂર્ય
અને આથમતો ચન્દ્રમા;
ને સંભારતી'તી કૃષ્ણસ્મરણોને;
સ્હોડિયું વાળીને જાણે
ઉભી કો વિધવા સુન્દરી,
સૌભાગ્યનાં સ્મરણોને સ્મરતીશોધતી.
 એવે થયો ગગનકાટકો,
ધરણીધ્રૂજાવતો, વિશ્વથરથરાવતો:
જાણે પૃથ્વી ફાટી કે આભ ફાટયો;
જાણે પાતાળે પાડયો પોકાર;
જાણે અતલ સાગર ઉલટયો.
એ હતો વિધિનો વિશ્વટંકાર.
કાળનો ડંકો વાગ્યો.
સૂર્યનો રથ થંભ્યો નિરખવાને
કે શા થાય છે ઉત્પાતો અવનીમાં.
 ને પછી થયો ધરતીકમ્પ.
યાદવસુની દ્વારિકા થયે
ધરણી ધ્રૂજી ઉઠી, અમ્ભોધિ ઉછળ્યો.
કાંઠાઓ ડોલ્યા, જળ ખળભળ્યાં,
ગર્જી ઉઠયો ઘેરાતો ઘનગોરમ્ભો,

શેષે ડોલાવી સહસ્ર ફણાઓ.
દ્વારિકા ચ્હડી વિશ્વહિન્ડોળે.
કુરુક્ષેત્રથી યે કારમી
વાગી ફરી સંહારહાકલ.
સ્મરણોને સાંભરતો નથી
ધરતીતલમાં એવો ધરતીકમ્પ
કે જલધિમાં એવો જલકમ્પ.
બ્રહ્માની ઉતરી અન્ધારશયિની રાત્રિ,
૨૭૦ ને સૃજનદિનની ઉઘડી પાંપણો,
ને પૃથ્વી ઉછળીનીકળી ક્ષીરસાગરમાંથી,
ત્ય્હારના મહાવિપ્લવી વિશ્વકમ્પનો
એ હતો અઘોર—અઘોર પડઘો.
બ્રહ્માંડભરતા એ બ્રહ્મદુંદુભિનાદે
બ્રહ્માંડ ડોલી ઉઠ્યું;
પરબ્રહ્મે પૂછ્યું પ્રારબ્ધને
૨૭૭ કે શા ખેલ છ આ ખેલ ?
સર્વનાશનો વાગ્યો સંહારડંકો,
૨૭૯ સાગરસેનાઓ ચ્હડી રણસંગ્રામે.
૨૮૦ એ સંહાર ન્હોતો;
૨૮૧ એ હતાં પ્રલયનાં પૂર.
પહેલ્લો સંભળાયો ત્ય્હાં
ક્ષિતિજ પાછળથી ગાજતો ઘૂઘવાટ:
જાણે જળભીતરમાંથી
ઘૂરકી જળજોગણીઓ.
દેવમંડળે સાંભળ્યો હતો
સાગરમન્થનનો મહાઘોષ;

આજે માનવમંડળે સાંભળ્યો એ.
સાગરનાં સામટાં ડોલ્યાં પાણી,
ને નયનદેશમાં જામી ડોલમડોલ:
જાણે સાગરહાથીઓની હેલાર ઉછળી;
જાણે વાઘો વછૂટયા બોડમાંથી;
જાણે રીંછોએ છાંડી ગુફાઓ.
સુવર્ણદ્વારિકા ડૂબાડવાને
ઉલટી એમ સાગરસેનાઓ.
સોનાંને પીતાં'તાં સાગરપાણી.
ઉછળતા મહારથો સરિખડા
ઉછળ્યા પછી સાગરમોજ.
દારુણમુખી દીસતી'તી દુનિયાં;
રૂદ્રમુખો ઓળંભતો'તો આભ.
મહાવનની ડાળીઓ ડોલે
એવી ડોલી ઉડી સાગરઘટાઓ:
જાણે હિમાદ્રિનાં ડોલ્યાં વનઝુંડો.
ઉપર હતાં કાજળકાળાં ભાદળાં,
ને નીચે હતી કાજળકાળી તરંગાવળ;
જગત થયું હતું કાજળકાળું:
જાણે અન્ધકારના વાયા વંટોળ.
સૂર્ય સન્તાયો; તેજ સંકેલાયાં;
આસમાન હોલવાઇ ગયું.
પૃથ્વીભાગ્યે પડયો પડદો.
બ્રહ્માંડે પણ મીંચી દીધી આંખ
૩૧૨ કે નથી નિહાળવો પ્રલયવિનાશને.
પ્રથમ ડૂબાડી નૌકાઓને

ને વૃથા કીધા તરણીના તારણ.
પંખિણીની કાપી પાંખો.
શિખરઉંચી ·ઉછળી નૌકાઓઃ
જાણે જળવાદળીઓ ઉડી
નભવાદળીઓને ભેટવાને.
ને સાગરપડી વાદળીઓ
જળખીણોમાં સમાય છે એમ
નૌકાઓ સમાઇ પડી જળખીણોમાં;
જળતરુણીઓએ અતલનાં દીઠાં તલ.
દ્વારિકાપંખિણી થઇ પાંખોસૂની;
ગરૂડિણી ગરી ગીરનીરમાં.
પૃથ્વીને પી જવાને પછી
હરોળો છૂટી યમસેનાની.
આયુષ્યનાં કરવાં'તાં એને અણુપરમાણુ;
યોજનલાંબી ને ડુંગરઉંચી હેલારે
આવતાં'તાં પાણીનાં પૂર :
જાણે જળટેકરીઓની ધારો ધાઇ
પૃથ્વીના પરાજયે.
પાપ ઉછળતાં'તાં પૃથ્વીનાં.
સાગરે·ઉઘાડયાં મૃત્યુમુખ,
યમદાઢ સમી દાખવી દન્તુડીઓ,
ને સહસ્રમુખો ધાયો સાગર
યદુનગરીને પી જવાને.
વિશ્વદેવતાઓએ જોયું કે
જળ ઝબકોળશે જગતલક્ષ્મીને.
ખડકવાસિની કો તીર્થદેવી સમી

ઉભી હતી ભગવતી દ્વારામતી
જગતને દેવમાર્ગ દાખવતી.
કપરો અવસર ઉગતો હતો.
પૃથ્વીએ આવન્તા દીઠા
કાળસેનાના કારમા સેનાનીઓને.
જોયું, વિચાર્યું, નિર્ધાર્યું
જગતનગરીઓની જનનીએ.
સાગરકાંઠો એટલે ધરતીનો કોટ.
ધરિત્રીની એ દુર્ગદિવાલે
પહેલ્લો ઝીલ્યો સામનો સાગરપૂરનો,
ને વજ્રપાળ ધરી અન્તરાયે.
કોટ હતો કાળો અને વિકરાળ.
જોજનલાંબી ભાગી જળહરોળો,
અણુઅણુ વિખેર્યાં વેળુપટમાં,
ડુંગરઉંચા ઉછાળ્યા શિકરફુવાર.
ખોદ્યાખણ્યા રાફડામાંથી છૂટેલું
છંછેડાયેલું ફૂંફાડે નાગમંડળ,
એવી ફૂંફાડતી'તી જળનાગિણીઓ
ને ઉચ્છ્વાસતી'તી વિષજ્વાળાઓને.
હારજીત હોય છે ક્ષણ—અધક્ષણની.
એ ક્ષણમાં જોખાય છે
જગતના ભાગ્યના ભાર.
એ ક્ષણ છે વિધાત્રીની ક્ષણ.
રુદ્રનો છે એ લોચનપલપલાટ:
ઉઘડે; ડોલે; ત્હાં આથમે.
એ ક્ષણ જીતે એ જંગજેતા.

મહારુદ્રે પલપલાવી પાંપણો;
પૃથ્વી હારી, ને સાગર જીત્યો.
દેહને સદા જીતે છે ચેતન,
ને સ્થૂલને સદા જીતે છે સૂક્ષ્મ.
મન્દિરધ્વજ જેવડેવડા ઉછળ્યા,
ધાતા ને ધસમસતા, સાગરમોજ;
ઓળી ધરતીકાંઠાની દુર્ગદિવાલને,
ને કોટકાંગરે રોપ્યાં વિજયનિશાન.
ગગનભરતી ગડગડી રહી
સાગરગર્જનાની જયનૌબત.
પૃથ્વી હારી; સાગર જીત્યો.
જય હતો જલધિજળનો.
ને સાગરકાંઠે હતી મર્યાદવેલ;
નયનકિરણો સમી નાજુકડી
ને પાંપણરેખાઓ સમી પાતળી.
એ હતો સાગરસીમાડો,
એ હતી મહાજળની મર્યાદરેખા
દેવોએ સ્વહસ્તે દોરેલી.
મર્યાદવેલે કહ્યું સાગરને કે
'બસ; થંભી જાવ.'
સુન્દરીનો થાય નયનઝબકાર
કે 'સાજન! એટલે—'
મૃદુલ મંજુલ તેજકોમળા,
કોણે કોણે ઉવેખ્યા છે
વણબોલ્યા એ સુન્દરીબોલ?
સુજનતા છે સજ્જનની સુગન્ધ.

ક્ષણેક થંભી ગયો સાગર;
દ્વારામતીની ક્ષણેક પાળી આણ.
વિલોક્યું, વિચાર્યું. વિહાસ્યું.
સાગરને આજ્ઞા હતી સાગરનાથની
કે જા ને ઝબકોળ યદુનગરીને.
સાગરના હતા સેનાનીધર્મ.
સાતપુડાના સાત સાત પડ ઉલટે,
વજ્જ્છાટાળા ને શિલાઓસોહન્તા,
એવા ઉલટ્યા સાગરના સાતપૂડાઓ
ને ડૂબાડી નર્મદા સમી સાગરવેલને.
હરિયાળીના હરિયાળા કોટકાંગરા
કૂદી ગયા સાગરસેનાનીઓ,
ને ઉભા અવનીના આંગણુમાં;
ધૂઘવતા, ઘોરમતા, ને થનગનતા.
બે–બે હોઠ વચ્ચે છે મુખકન્દરા,
એવાં બે–બે મહામોજ મધ્યમાં
કુંડઉંડી વહતી'તી જળકન્દરાઓ.
એ કુંડઉંડી જળકન્દરાઓમાં
અમ્ભોનિધિએ બોળી પૃથ્વીપાળને.
જલધિ થયો જયઘેલો;
ને જયધ્વજ ફરકાવ્યા પાળે પાળે.
એમ સાગરે મૂકી માઝા.
અને મહાસાગર માઝા મૂકે
ત્યહારે ત્યહારે પ્રવર્તે છે મહાપ્રલય.
એ હતો પ્રલયનો યોગ.
સાગર ગર્જ્યો ને ધાયો;

જાણે વનઝુંડ સમાં જળઝુંડ ધાયાં.
અને એ ગર્જનામાં ગડગડી
વિધાત્રીની દ્વારિકાપ્રવેશની બડનૌબત.
સાગરનાં દુંદુભિ બોલતાં હતાં •
'ભરખું છું,' 'ભરખું છું,' 'ભરખું છું.'
સુવર્ણદ્વારિકાને રગદોળવાને
એમ ચ્હડયા સર્વનાશના સાગરમોજ.
યમસેનાઓ ઉભરાણી અવનીદ્વારે.
સર્પોનાં ટોળાં સમી
ઉછળી તરંગાવલિઓ :
જાણે શેષ ધાયો સહસ્ત્ર ફણાએ.
પ્રથમપહેલ્લી પૂરી ગોમતીને.
ગોમતી હતી યદુનગરીનું ગૌરવ.
ધસમસતું ધાયું ઘોડાપૂર
ને ડૂબાડયો સ્નાનઘાટ કૃષ્ણદેવનો.
યાત્રિકોને કીધાં ઘાટસૂનાં.
સાગરછોળે ભૂંસી કૃષ્ણપગલીઓને
કે સાંભરે નહિ સ્મરણોના અવશેષ.
દેવોની દેવસૃષ્ટિ કે દાનવોની દાનવસૃષ્ટિ
નથી જોતા નિર્માણના કાળદૂતો.
એમનાં જગખેલન
એટલે યમનાં આજ્ઞાપાલન.
સૂરજ ઉગે કે આથમે,
પૃથ્વી ફાટે કે ફૂટે,—
અમોઘ છે નિર્માણનાં બાણ :
પળ આવ્યે પડવાનાં.

આંધિની એ તિથિએ
વહતા'તા પ્રલયના આઝાટંકાર;
વણરોક્યા, વણવાળ્યા, વણઉથાપ્યા.
ત્ય્હાં ભણે છે ધનુષ્યના રાજદ્વાર
માનવવંશના મહાધનુષ્યધારીઓ
કે શર જાય ગિરિસોંસરવા.
૪૫૦ ક્ષુધાયેલાંને, પાકેલાંને, અપક્વને—
ઘંટી સૌને દળે છે એમ—
સૌને દળે છે નિર્માણની કાળઘંટી.
૪૫૩ પર છે એક પરબ્રહ્મ.
૪૫૪ સૃજનહેતુ ભૂંસવાને ધાયો સાગર.
ઝરૂખા જેવડાં જહાજો ઉછળતાં
ને અગાસીઓ જેવડા શઢપાટ.
ઘોર નાદે ઘૂઘવતો'તો સાગર
ને ક્ષિતિજપાર સંભળાતો એ ઘૂઘવાટ.
ઘડીક વિશ્વ હતું નાદમય.
૪૬૦ ક્ષિતિજપાળેથી ક્ષિતિજપાળે
૪૬૧ ઘૂમતી'તી એક સાગરઘોષણા.
કૈલાસશિખરે તે તિથિએ
મહારુદ્રે માંડ્યું'તું તાંડવનૃત્ય
ને ધણધણાવ્યા'તા હિમાદ્રિના પાયાઓને.
જોગણીઓએ ઝીલ્યા એના પડઘા,
અને સાગરમન્થન આદરી
માયાનટડીએ માંડ્યું પ્રલયનૃત્ય;
રુદ્રવર્ણું, વિપ્લવકારી, વિશ્વવિનાશક.
કાલિકાએ છુટ્ટી મ્હેલી કેશાવલિ

ને ખેલી સંહારખેલ.
ઘૂમરીઓ લેતી'તી ઘમ્મરઘેર
ક્ષિતિજ ક્ષિતિજને પાલવછેડલે જતા.
તારલા ઉખાડી પરોવ્યા કેશલટોમાં;
રાશિઓનક્ષત્રોને વીણી–ગૂંથી
કીધા હૈયાના હાર.
એમ અન્તરિક્ષ વરસે છે કાળનાં બાણો.
પૃથ્વી બોળવાને આભ ઉજાડ્યું.
એમની કીકીઓમાં હતા
હલાહલના ભરેલા કુંભ,
કાળકુંવરી મહાકાળી
ઝીલાવતી હતી એ પ્રલયગીત
ને ઝીલતી હતી કાળિકાની સહિયરો.
રુદ્રગણુની હાથેળીઓ સમા
ઉછળતા'તા સાગરમોજ,
ને પડતા'તા–જાણે યમદંડ પડ્યા :
જ્યહાં પડે ત્યહાં પાતાળ પેખાય.
ભમ્મર ઝીલે નહિ એ ભાર.
એ હતી વિધિની ગદાઓ;
એ હતી મહારુદ્રની મૃત્યુસાંગો.
કૃષ્ણ જતાં કૃષ્ણદેવની દ્વારિકાને
ઘેરી વળી જળજોગણીઓ.
સૂર્ય ડૂબ્યે પૃથ્વીને
તેજ ઘેરે છે કે અન્ધકાર ?
દ્વારિકામાં વહતી'તી અન્ધારઅભ્રાવલિ.
મહાસાગરનાં મહાપુર પછી

પેઠાં દ્વારિકાની સાગરપોળમાં;
પ્હેલાળતાં, પછાડતાં, ડૂબાડતાં.
રાજમાર્ગો થયા મહાનદો;
હવેલીઓ થઇ ડોલતી નૌકાઓ;
ધામધ્વજો થયા ફડફડતા શઢ.
અગાસીઉંચી ઉછળતી'તી સાગરછોળો.
સાગર પેઠો યાદવમન્દિરોમાં.
મણિઓના કીધા કાંકરા,
રૂપાંનાં કીધાં કથીર,
ચન્દનકુંકુમના કીધા ગેરુ.
ભાગ્યને પૂર્યાં ભોંયરાંમાં.
વિભૂતિઓ થઈ વરવી,
નગરતેજ થયાં ભસ્મભૂખરાં,
સુવર્ણ પથરાયાં થઈ ગોરોચન.
ગઢ થયો માટીની ભેખડ.
સુવર્ણસુન્દરી થઈ શિલા.
આજે યે વીણે છે ભાવિકો
ને વધાવે છે ભાગ્યદેશે
સુવર્ણદ્વારિકાની એ સુવર્ણભસ્મ.

મણિમય સાગરમન્દિરો

એમ થયા સાગરલોઢના વાસ.
મહર્ષિ ગયા ને વનમાં વસ્યા વાઘ.
સિંહસ્નની વનગુફાઓમાં
હુંકારે છે વાયુના વંટોળ;
યાદવસ્નનાં યાદવમન્દિરોમાં
એવા હુંકારતા'તા સાગરમોજ.

એ સાગર ન્હોતો ગર્જતો;
૫૨૩ એ હતા નિર્માણના મહાટંકાર.
ને પોકાર ને આશીર્વાદ ઉચ્ચરતી
દીન દુઃખિયારી ભવ્ય દ્વારામતી
યાચતી'તી છેલ્લી વિદાય
સાહેલી જગત્‌નગરીઓની.
જગત છે જવાનો બ્રહ્મમાર્ગ
સખીઓ ઝીલતી'તી એ ગીત
૫૩૦ ને ઉછાળતી'તી યુગયુગનાં આભમાં;
કેમ જાણે જવું છે સત્
ને રહેવું છે અસત્.
આજે યે ગાય છે એ વિદાયગીત
સુવર્ણદ્વારિકાસ્વનો ગોમતીઘાટનો સાગરકાંઠો
અમાસપૂર્ણિમાની કોક મધરાતે,
૫૩૬ ને સાંભળે છે સ્વનકાર.

૫૩૭ સાહેલીઓ ! આપો—આપોને વિદાય.

સ્મૃતિઓ ન ભૂલશે, સ્મરણો સંભારશે,
સ્મરશે કાલાવધિના ઘાટ;
૫૪૦ ઇતિહાસો બોલશે યશની બિરદાવલિ,
બેઠી છું કાળને લલાટ:
૫૪૨ સાહેલીઓ ! આપો—આપોને વિદાય.

સૌન્દર્યસોહામણો સ્વામી સિધાવ્યો,
પછી પૂરવા શા ઠાલી આવાસ ?
પૂર્યાં હોય આશાહુલ્લાસો ત્હમારાં, ત્હેવા
મ્હારા પૂરાજો હુલ્લાસ;
૫૪૭ સાહેલીઓ ! આપો—આપોને વિદાય.

કાળની જીભો જેવી સાગરછોળો
ચાટતી હતી યદુનગરીને:
જાણે હેમગિરિને વળગી જળનાગણીઓ.
યમની દન્તુડીઓ સમાં
ઉછળતાં સાગરમોજાંઓ
ચાવી ગયાં યદુમહેલોને;
મહાજલધિ પી ગયો સુવર્ણદ્વારિકાને.
દ્વારિકાને દેવાયું સાગરઢાંકણું.
વિધિએ લખ્યા પાણીથી;
વજ્રના થયા એ વિધિલેખ.
સુવર્ણદ્વારિકા થઇ ભેખધારિણી,
સમાધિભાવ બોલતો’તો સાગર.
સુધર્માસભાના ધર્મમન્દિરે એક
ના પાડી સાગરશરણાગતિની.
ધર્મને શરણ શાં?
નિત્યનિત્યે ત્ય્હાં ઉચ્ચારાતા ધર્મમન્ત્રો;
સ્હવારસ્હાંજ ત્ય્હાં થતો’તો વેદોચ્ચાર;
ત્ય્હાં પ્રજ્જ્વળતો હતો
નગરીનો નગરઅગ્નિહોત્ર:
સુધર્મા ન નમે સાગરને.
સુધર્માએ પાછી વાળી સાગરભરતી;
નિર્માણને યે ઘડીક કહી ના.
એ ધર્મદુર્ગે પાય ઠોકી,
હાથ પછાડી, માથું ફોડી,
પાછે પગે પાછો વળ્યો સાગર;
ક્રુદ્ધ, ગર્જતો, ગર્વઘેલડો.

એની ભરતીનો થયો ઓટ.
સાગર ગયો સપ્તપાતાળમાં
ને સુધર્માની કહી અહંકારકથા.
પાતાળમાંથી પછી પ્રગટયો પ્રલયપુરુષ
ધર્મમન્દિર સુધર્માને ઝબકોળવાને.
ધર્મને ખોળવા પછી પાતાળ ફાટયાં.

વિધાત્રી ઘૂંઘટ ખોલે

એમ સંકોરાઇ એક વાદળી
ને મંહીથી ઝબકી સૂર્યજ્વાળાઓ:
જાણે પ્રલયપુરુષનું વદનમંડળ.
સાગરજળમાંથી ઉછળ્યો તેજફુવારો
ને ઉડયો સૂર્યલોકમાં:
જાણે બ્રહ્માંડબ્રહ્માંડનો પ્રભાસેતુ.
એનો બન્ધાયો જ્યોતિસ્તંભ,
આભઝીલતો, અન્તરિક્ષઅજવાળતો:
જાણે બ્રહ્મચક્રનો મૂલાધાર દેહદંડ.
મધ્યદેશે ફાટયો એ જ્યોતિસ્તંભ.
ને હિરણ્યકશ્યપુના અગ્નિસ્તંભમાંથી
પ્રગટયા હતા નૃસિંહ ભગવાન--
અડધા નર ને અડધા સિંહ:–એવા,
કંઇક ભૂતવેશે, કંઇક ભવિષ્યવેશે,
કંઇક વર્તમાનના વાઘા સજેલા,
તેજસ્તંભમાંથી પ્રગટયા પ્રલયપુરુષ;
વિશ્વવિપ્લવી, જગત્સંહારક:
જાણે વિરાટના લઘુબન્ધુ,
જાણે દિશાઓને પી જશે.

એની એક આંખમાં હતો પુણ્યલોક,
એની બીજી આંખમાં હતો પાપલોક.
એની ભ્રુકુટિમાં વહતાં'તાં પૂર.
અંગુલિ–અંગુલિએથી લટકતા'તા
લોકલોકના લોલવિલોલ દડાઓ.
રૂંઢમાળાઓ હતી એના આભૂષણે,
હાથે હતાં પ્રલયભૂખ્યાં ભિક્ષાખપ્પરો.
ગિરિવરો હીંચકતા હતા
હિન્ડોળા ખાતા એનાં ઝુલ્ફાંઓમાંથી.
કિરણો ન્હોતાં એનાં અગ્નિલોચનોમાં;
એ હતાં પ્રલયનાં બ્રહ્માસ્ત્ર:
પડે ત્ય્હાં પ્રલય પ્રવર્તાવે.
પાંપણોમાં પરોવી'તી સૂરજમાળાઓ.
ચરણોની અંગુલિખીણોમાં
સળગતાં'તાં પાતાળમંડળો.
એનો શ્વાસોચ્છ્વાસ ન્હોતો;
એ હતી વડવાનળની ઝાળો:
નીરવાસી નારાયણને યે દઝાડે.
એના નીલાંબર વેશમાં
હતાં કૃષ્ણવર્ણાં છાયામંડળો.
મુદ્રામાં હતા રુદ્ર ને ભદ્ર.
અને આનન્દતી હતી એ ભયંકરતા.
ગેબભાતીગર સાગરગાલીચે
નાચતા'તા એ પ્રલયપુરુષ,
ને ઝાલતા'તા દિશાદિશાના અંબોડલા
જલધિનાં જળ પાવાને.

દિશાઓ ભાગતી'તી અનન્તમાં.
ઉછળતા સાગરમોજ હતા
એના નીલાંબર પલવટની કરચલીઓ;
ને કરચલિયે કરચલિયે હતી વીજકટારો.
એના કરખડ્ગો વીંઝાતા હતા
ગગનસ્પર્શતી મેઘમાળાઓમાં.
જ્યહારે જ્યહારે પ્રલય પ્રવર્તે છે
ત્યહારે ત્યહારે પ્રગટે છે પ્રલયપુરુષ:
અધર્મને યે ખોળે, ધર્મને યે ખોળે.
પ્રલય ભૂંસે છે વિશ્વની પાટી.
એમનો રંગ છે કલિનો રંગ,
એમના ભાગ્યદેશે છે કલિત્રિપુંડ્ર.
રુદ્રના ગણનાથ સમા,
જોગણીઓના જોગેશ્વર જેવા,
ભવભયંકર એ ભૈરવનાથ
આવતા'તા દ્વારિકાની દિશામાં,
દિશામંડળને ચાંપતા ચાંપતા.
અન્તરિક્ષ કમ્પતું'તું અંગસ્પર્શે.
કૃષ્ણદેવ ને કૃષ્ણદેવનું સુદર્શન ગયે
દ્વારિકા હતી દામણી.
ઝંખવાયા હતા એના રતનકાંગરાઓ,
ને ગાતી'તી અશ્રુગીતા.
 યોજનયોજનવાની પગલીઓ પાડતા
આવતા'તા એ પ્રલયપુરુષ.
પ્રારબ્ધ ચાલતું એમના પડછાયામાં.
 અને પ્રલયપુરુષ પોતે હતા પડછાયો;

મહામૂર્તિ હતી મહદાકાશને આરે.
પ્રલયપુરુષની પાછળ, આઘે આઘે,
બ્રહ્માંડના બ્રહ્મઘાટે,
ઉભા'તા પરમ પુરુષ—
પરબ્રહ્મના પુરુષાવતાર.
ક્ય્હારેક વાતા'તા એ વાંસળી,
ક્ય્હારેક પૂરતા'તા એ શંખ,
ક્ય્હારેક વગાડતા'તા મહાદુંદુભિ.
ચાર–ચાર યુગનાં વાગતાં ત્ય્હાં ચોઘડિયાં.
પરમ પુરુષ હતા આનન્દમૂર્તિ,
પરમ પુરુષ હતા રસપ્રતિમા.
એમની ભમ્મરે ઉગતાં વિશ્વકલ્યાણ;
એમના લલાટદેશે લખ્યા હતા
સર્વોદ્ધારના બ્રહ્મમન્ત્રો.
કરમાં હતા લોકલોકના આદેશ.
ભૂત ભાવિ ને વર્તમાનનાં વ્હેણ
વહતાં'તાં એમનાં કીકીમંડળમાંથી.
આભવિશાળી એમની હાથેળીઓમાં
રમતા'તા કાળ ને અવકાશ.
વિધાત્રી હતી એમની સૌરભસ્વામિની.
દિશાદિશાને હૈયે આલેખાતી'તી
પરમ પુરુષની ગેબી ગહનતા.
પરમ પુરુષ લખતા હતા
પરબ્રહ્મનું બ્રહ્માંડકાવ્ય:
આત્મકથાનું મહામહામહાભારત.
મન્વન્તરોની કાળવહી.

પરમ પુરુષના શંખનાદે
નાચતા'તા આજ પ્રલયપુરુષ;
૬૮૦ પરમ પુરુષના દુંદુભિનાદે
ગાજતો'તો આજ મહાસાગર.
પ્રલયપુરુષ હતા નટરાજ
ને પરમ પુરુષ હતા સુત્રધાર
બ્રહ્માંડની બ્રહ્મલીલાના.
એમ ભજવાતું હતું
૬૮૫ દ્વારિકાપ્રલયનું મહાનાટક.
૬૮૭ પ્રલયપુરુષે ડૂબાડી સુધર્માને.
કુરુક્ષેત્રની પ્રથમ તિથિએ,
પાપમોચની એ એકાદશીએ
૬૯૦ સ્હામસ્હામા ઉલટયા હતા
અઢાર અક્ષૌહિણીના મહાસાગરો :
અશ્વો, રથો, હાથીઓ, પતાકાઓ:
ચાપ બાણ સાંગ ગદા ખડ્ગ ચક્ર;
શતઘ્નીઓ, સહસ્રઘ્નીઓ;
દેવોના દેવાસ્ત્રો, બ્રહ્મના બ્રહ્માસ્ત્રો :
એવા ઘૂઘવતા'તા આજ પ્રલયપુરુષ
મહાસાગરના મહારણમાં;
ને એકલપંડે ખેલતા'તા કુરુક્ષેત્ર
આભને ઓછાયે.
૭૦૦ ભીષ્મે એ હતા, પાર્થે એ હતા.
પરમ પુરુષ જોતા ને હસતા.
૭૦૨ એ હાસ્ય હતું શોકછાયાળું.
દ્વારામતીએ કીધો સાગરપ્રવેશ;

કૃષ્ણ પાછળ દ્વારિકા સતી થઇ ;
દેવ પાછળ સિધાવી દેવાંગના.
સો વર્ષની સંગાથિણીથી
સહ્યો ન ગયો હરિનો વિરહ;
વૈધવ્ય ન વેઠાયું વીરાંગનાથી;
ને હરિવરની સંગાથે સિધાવી
હરિવરની લાવણ્યમુખી લાડિલી.
દ્વારિકાએ એમ ઉજવી કૃષ્ણશતાબ્દી
આયુષ્યનાં દાન અર્પી–અર્પીને.
વિશ્વે જોયો એ વિરાટવિધ્વંસ:
જાણે પૃથ્વી ડૂબી ગઇ જલધિજલમાં,
જાણે બ્રહ્માંડ ભાંગી પડ્યું.
મહેરામણ પી ગયો કૃષ્ણનગરીને.
અને ત્હોયે રહ્યું એક શિખર,
જે ન ઝબકોળાયું પ્રલયપુરુષથી યે.
મહેરામણે માઝા મૂકી બ્રહ્માંડની,
પણ બ્રહ્મની ન મૂકાઇ માઝા
મહાકાય મહેરામણથી યે.
વનતરુઓ વચ્ચે વૃક્ષરાજ સરિખડું,
ગિરિશિખરો મધ્યે ગિરિશિખર સમોવડું
આભઉછળતા અમ્ભોનિધિના તરંગોમાં
ઉભું હતું હરિવરનું હરિમન્દિર.
મહેરામણને એ અવગણતું,
પ્રલયપુરુષને એ હસતું,
પરમ પુરુષને એ પ્રણમતું હતું.
ગર્વગરવો મહાસાગર

ઘેરતો, ઘૂમતો, છીંકારતો, ફુંફાડતો, ઘૂઘવતો,
ને પ્રદક્ષિણા કરીને પછડાતો.
હરિમન્દિર હતું વીજળીનો પ્રાસાદ;
પ્રલયપુરુષ બાથ ભરતા કે દાઝતા.
મહાવિનાશ મધ્યે અવિનાશી
ઉભું'તું એ અવિનાશીનું મન્દિરઃ
એક, અજીત, ને અણઆથમતું.
દેવતેજ ન હોલવાય પાણીથી.
કાળનો સાગરે કહેતો હતો
કે હરિમન્દિર છે કાળથી પર;
પરબ્રહ્મ મ્હોટા છે પ્રલયથી.
હરિવરને હોય નહિ હાર.
        પિંડારક તીર્થના ઋષિવરો
પછી જઇને વસ્યા હરિમન્દિરમાં,
બ્રહ્મર્ષિઓ થયા બ્રહ્મના મહેમાન,
ને ગાયાં ત્હાં હરિવરનાં ગુણગાન.
દેવપાઠ્યા દેવર્ષિ આવતા
ને દેવતંબૂર ત્હાં રણકાવતા;
ને ગાતા નારદગીતા કે
**मद्भक्ता यत्र गायन्ति,**
        **तत्र तिष्ठामि, नारद !**
એ તંબૂરસ્વરે પધારતા ત્હાં શ્રી હરિ
વૈકુંઠની મહાવિભૂતિઓને ત્યાગીને યે.
જગત જાગી ઉઠતું એ હરિકીર્તને
ને જાગી ઉઠતો માનવવંશ,
સૂર્યનાં સૂર્યતેજ સમોવડો પછી

પૃથ્વીમાં પ્રસર્યો ભાગવત ધર્મ.
ઋષિવરોએ દ્વારિકાનું કીધું તીર્થ
ને તીર્થની કીધી મુક્તિપુરી;
અને એમ કીધું શાપનું પ્રાયશ્ચિત્ત.
૭૬૦ સમાધિભાષાનાં એ ઋષિસૂક્તોને
ગૂંથી–ગૂંથીને ગૂંથાઇ પછી
શ્રીમદ્ ભાગવતની હરિસંહિતા
૭૬૩ વિશાળા વૈષ્ણવ ધર્મની.
જળજળઅંબાકારની વચ્ચે,
આંખપાથર્યા અમ્ભોનિધિ મધ્યે,
આભઆરે ચન્દ્રમા સમું.
ક્ષીરસાગરે શેષશાયી જેવું,
એકલવાયું ઉભું'તુ હરિમન્દિર—
સાગરસોહામણું ને સંસારસંજીવનું.
૭૭૦ ને અવનીની આંખડલી સરિખડું
માંડી મીટ નિહાળતું હતું
ઉગતીઆથમતી યુગાવલિઓને;
૬૩૦ જાણે વાટ જોતું હોયને
હરિવરને પાછા પધારવાની.
વરષો વીતતી, મન્વન્તરો આથમતા;
સહુ ઉપર પડતો'તો અનન્તનો પડછાયો!
સામગીત સમો, ઋક્મન્ત્રો સમો,
હિમાદ્રિના શિખરશૃંગ જેવા
શ્રી હરિના હરિમન્દિરનો હતો
૭૮૦ અનન્તનો એક જ ઉદ્બોધ:
૭૮૧ 'હરિ બોલ,' 'હરિ બોલ,' 'હરિ બોલ.'
હરિ બોલ, હરિ બોલ, હરિ બોલ;

નભઉરનાં પડદા ખોલ–ખોલ,
૭૮૪ હરિ બોલ.
જુગજુગના વહે વિભુ અમિત ઓઘ,
હરિ બોલ;
આ ઇન્દ્રધનુષ્ય દોરાયે;
ઉગી, ખીલી, આથમી જાયે;
પડે પ્રલયપુરુષના શર અમોઘ,
૭૯૦ હરિ બોલ.
૭૯૧ હરિ બોલ, હરિ બોલ, હરિ બોલ.
સુણ વિશ્વકાવ્યના કાંડ–કાંડ,
હરિ બોલ;
પેએલા અનન્તના આરા;
ત્યહાં અખંડ છે ઉજીયારા;
કહે 'બ્રહ્મ' 'બ્રહ્મ' બ્રહ્માંડખંડ,
હરિ બોલ.
૭૯૮ હરિ બોલ, હરિ બોલ, હરિ બોલ.
પ્રારબ્ધ પીતો ઝીલ જગતઝાળ,
૮૦૦ હરિ બોલ;
જો, પ્રલયપૂર ઉછળે છે;
જો, પ્રચંડ નભ પ્રજળે છે;
આનન્દમુખે પી મહંકાળ,
૮૦૪ હરિ બોલ.
હરિ બોલ, હરિ બોલ, હરિ બોલ;
સુણ પ્રલયપુરુષના પ્રલયઢોલ:
હરિ બોલ.
૮૦૮ હરિ બોલ, હરિ બોલ, હરિ બોલ.

  

# ગીતાવલિ

